# મહાનગરી મુંબઈ

## મુંબઈ પરીચય અને ગાઈડ



કીંમત આઠ આના

✣ સ્વસ્તિક પ્રકાશન ✣



# મહાનગરી મુંબઇ

## [ મુંબઈ પરીચય અને ગાઈડ ]

: સંપાદક :

**રતિલાલ માધવાણી**

તંત્રી : 'ગુમાસ્તા સંદેશ'

માજી તંત્રી : 'જ્યોતિ'

માજી સહતંત્રી 'લોહાણા જ્યોતિ,' 'લોહાણા સમાજ'



: પ્રકાશક :

પ્રસિદ્ધ : ] **સ્વસ્તિક એજન્સી** [સપ્ટેંબર ૧૯૪૦
૧૬૩, પાંજરાપોળ રોડ

મુંબઇ—૪



ફીંમત આઠ આના.



૨૨૪૩૬

# અનુક્રમ

# સંપાદકનું કથન

**જગતભરમાં** એક અલૌકિક નગરી તરીકે ઉચ્ચત્તમ સ્થાન પામેલી પ્યારા ભારતવર્ષની લાડકવાયી મુંબઇનગરીનો પરીચય આપતું આવું એકાદ પુસ્તક હોવું ઘટે એવો વિચાર મારા દીલમાં જાગ્યો, અને તેના ફળરૂપ આજે 'મહાનગરી મુંબઈ' રજુ થાય છે!

યોજના તૈયાર કરી, નકશાઓ દોરી, મેં એને મારા મિત્રવર્ગ પાસે મૂકી, સૌને એ યોજના ગમી, અને પરિણામે જ 'મહાનગરી મુંબઇ' આજે તમે જુઓ છો, એવો સુંદર સત્કાર–સહકાર મેળવવા સદ્‌ભાગી બન્યું.

'મહાનગરી મુંબઈ'ની રચનામાં વિશાળ દૃષ્ટિ રાખી છે. માત્ર અજાણ્યા માણસોને જ નહિ પણ મુંબઈગરાઓને પણ દરેક રીતે ઉપયોગી થઇ પડે એ રીતે તેનો દેહ ઘડયો છે.

છતાંય મારે કબુલ કરવું જોઈએ કે મારા મનની મુરાદો તો હું સંપૂર્ણ રીતે સફળ બનાવી શકયો નથી, મારી ઇચ્છા તો આજના અનેક કારણોને લીધે અધૂરી જ રહી છે. કેટલાય વિભાગો સમાવવા મુશ્કેલ બન્યા છે, કેટલાય વિભાગો અને કેટલીક માહીતીઓ અધુરા સ્વરૂપમાં જ રજુ કરવી પડી છે. એ બધી સામગ્રીઓ બીજી આવૃતિ વખત સમાવીશ.

ઉપરાંત 'ડીરેકટરી' વિભાગ પણ જલ્દીથી સંપૂર્ણ ન બની શકવાને કારણે બીજી આવૃતિ પર જ મુલ્તવી રાખ્યો છે.

મારે હર્ષ સાથે કહેવું જોઈએ કે 'મહાનગરી મુંબઈ'ની પ્રસિદ્ધિમાં મારા જેટલો જ મારા મિત્રોનો ફાળો રહેલો છે. તેમના સહકારની હુંફ ન હોત તો આવું સાહસ હું તો ન જ કરત! અને પુસ્તક-માંની જાહેરખબરો પણ મારા અંગત મુરબ્બીઓ અને મિત્રોની જ છે. તે સર્વ સહકારી બંધુઓનો અંતઃકરણથી આભાર માનું છું. અને હવે પછીના 'સ્વસ્તિક'ના દરેક પ્રકાશનમાં સાથ આપવા અરજ ગુજારૂં છું.

બાકી તો આજે સંગ્રામનું વાતાવરણ છે, સંજોગો હલકડોલક છે, કાગળ, શાહી, બ્લોકોના ભાવના પારા સાતમા આસ્માને ચડયા છે, એવા કટોકટીના આ કાળમાં મારી આ પુલપ્રસાદીની કદર અવશ્ય થશે, એવી મને તો ખાત્રી જ છે!

સૌનો ફરી ફરી આભાર માનું છું.

રતિલાલ માધવાણી.

# ઉપયોગી ટેલીફોન નંબરો

વખત જાણવા માટે ......૦૪
બંબો બોલાવવા માટે......૨૯૦
પોલીસ બોલાવવા માટે...૨૫૦૧૧
મ્યુનિસિપાલિટી એમ્બ્યુલન્સ
માટે....૨૯૬

મેલ, સ્ટીમર, ટ્રેન વગેરેની
તપાસ માટે .... ... .... ૨૯૩
ટેલીફોન સંબંધે.... .... ... ૨૯૩
બોમ્બે સેન્ટ્રલ ..........૪૧૦૮૩
બોરીબંદર .... .... .... ૩૦૯૬૧
ચર્ચગેટ ... ... ... .... ૨૫૬૮૭

## મુખ્ય લોજો

આર્ય નિવાસ, કાલબાદેવી.......૨૩૧૩૬
ભારતી નિવાસ, કાલબાદેવી.......૨૧૧૧૦
ઠાકર નિવાસ, સી. પી. ટેન્ક...૨૦૫૨૮
નૃસિંહ લોજ, હોર્નબી રોડ, કોટ...૩૧૯૭૫
જોશી લોજ, ઝવેરી બજાર......૨૭૩૯૬

## : અગત્યના સુધારા :

| પૃષ્ઠ | ભૂલ | સુધારો |
|---|---|---|
| ૧૯ | હિન્દુ વસ્તી—૭૯૮૬૧ | ૭૯૮૬૬૧ |
| ૫૫ | ભંડારવાડા હિલ—'રે રોડ' સ્ટેશન | 'ડોકયાર્ડ' રોડ, સ્ટેશન'. |

# ✣ અર્પણ ✣



**શ્રી. ભવાનીશંકર આત્મારામ ઓઝાને...**

પ્રમુખ ભુલેશ્વર જીલ્લા મહાસભા સમિતિ

જેમનું સમસ્ત જીવન આદર્શો, ભાવનાઓ અને સિદ્ધાંતોથી ભરેલું છે. છેક બાલ્યકાળથી આદર્શો માટે આકરી અથડામણો વેઠી આપબળે કેળવણી પ્રાપ્ત કરી મુશ્કેલી અને મુંઝવણભર્યા સંજોગોમાં જીવન સંગ્રામની શરૂઆત કરી આજે રાષ્ટ્ર, સમાજ અને જ્ઞાતિની તન, મન, ધનથી સેવા કરવા શક્તિમાન થયા છે.

જેમના જીવનમાં રાષ્ટ્રભાવના છલોછલ ભરી છે, અસહકારના યુગમાં સત્યાગ્રહી બનીને ભાગ આપ્યા છે,

# ઇતિહાસ

**આ**જે મુંબઈ નગરીની ગણના દુનિયાભરના મુખ્ય શહેરોની હરોળમાં થાય છે. હિન્દનું એ બીજા નંબરનું શહેર છે, અને એશિયા ખંડનું ઉત્તમમાં ઉત્તમ બંદર છે. હિન્દના પ્રવેશદ્વાર તરીકે તેની લાયકાત અજોડ છે. સુંદર બંદર તરીકે, આકર્ષક રાજનગરી તરીકે, અને ઉત્તમ ઉદ્યોગપુરી તરીકે તેની કીર્તિના ડંકા દીગંતોમાં ગગડી રહ્યા છે.

કોને કલ્પના હશે કે થોડાંક છુટાછવાયા ટાપુઓ પર એક કાળે ગગનગામી નગરી ખડી થશે? કોણે ધાર્યું હશે કે ૫૦૦ જંગલી માછીમારોની વસ્તીવાળા આ ઉજ્જડ અને રોગીષ્ટ હવામાનવાળા ટાપુઓ પર લાખો માનવીઓને પોતાના ઉરમાં હૂંફ આપતી એક અલબેલી નગરી ખડી થશે? કાળને ચોપડે મુંબઇએ ખરેખર ગજબ જાદુ પાથર્યું છે. ગણ્યા વરસોમાં......જાણે કે આંખના એક પલકારમાં એક સ્વપ્નસૃષ્ટિ ખડી થઈ ગઈ છે!

**મૂળ ટાપુઓ**

**અરબ્બી સમુદ્રને** આ અંધારે ખુણે (૧) કોલાબા (૨) નાનું કોલાબા (૩) મુંબઇ (૪) મજગાંવ (૫) પરેલ (૬) વર્લી (૭) માહીમના નામે ઓળખાતા છુટાછવાયા પડેલા આ સાત ટાપુઓમાં આજના બોરીબંદર સ્ટેશનને સ્થળે 'મુંબાદેવી' માતાનું સ્થાનક હતું. આ 'મુંબાદેવી' પરથી 'મુંબઇ' નામ પડયું હોવાની માન્યતા પ્રચલિત છે. પશ્ચિમવાસીઓને મુંબઇનો ઉપસાગર ખૂબજ ઉત્તમ લાગ્યો, એટલે એમણે 'બોમ્બે'–'ઉત્તમ ઉપસાગર'નું નામ આપ્યું.

### જુદી જુદી સત્તાઓ

**ઇ. સ.** ૧૩૪૮ સુધી 'મુંબઇ'ના આ ટાપુઓ પર રાજા ભીમદેવની હિન્દુ રાજસત્તાનો ધ્વજ ફરકતો હતો. તેણે આજના માહીમ 'મહીકાવતી'માં પોતાનું થાણું સ્થાપ્યું હતું. પરંતુ રાજ-કિય અંધાધૂંધીના એ કાળમાં પળે પળે સત્તાઓ પલટાતી હતી, ઈ. સ. ૧૩૪૮ માં ગુજરાતના સુલતાનનો કબ્જો સ્થાપિત થયો, એ પછી ઈ. સ. ૧૫૩૪ માં વસઇની સંધી થઇ ત્યારે સુલતાન બહાદુરશાહે તેને પોર્ટુગીઝોને સોંપી દીધું.

### અંગ્રેજોના હાથમાં

**પોર્ટુગીઝોને** તેની કંઇ ઝાઝી કીંમત લાગી નહિ. તેમને તેની ઉપયોગિતા સુઝી નહિ, અને તેમને તેની કંઇજ મહત્તા ભાસી નહિ. એટલે પોર્ટુગીઝ રાજાની કુંવરી કેથેરાઇનને પરણનાર ઇગ્લાંડના રાજવી બીજા ચાર્લ્સને લગ્નની પહેરામણીમાં એની ભેટ ધરી દીધી.

આથી બીજા ચાર્લ્સે મુંબઇનો કબ્જો લેવા પાંચ મનવાર અને ૫૦૦ માણસોનું લશ્કર મોકલ્યું. પણ પ્રથમ તો પોર્ટુગીઝ ગવર્નરે કંઈ દાદ દાધી નહિ, પરંતુ છેવટ ઈ. સ. ૧૬૬૪ માં અંગ્રેજોના હાથમાં મુંબઈ આવી ગયું. પરંતુ તેની કીંમત તેમને પણ 'ધરમની ગાય' જેવી લાગી અને આ નિરૂપયોગી ટાપુને તેમણે તે વેળા હિન્દુસ્તાનમાં વ્યાપાર ખેડતી ઈંગ્લાંડની ઇસ્ટ ઇન્ડીયા કંપનીને ઇ. સ. ૧૬૬૮ માં વાર્ષિક રૂ. ૧૦૦ ના ભાડાથી આપી દીધો.

### રોગીષ્ટ હવા

***ટાપુઓમાં*** ઠેર ઠેર ખાડાઓ હતા, તેમાં ભરતી સમયે પાણી આવીને ભરાઈ જતું, પરિણામે મચ્છર અને એવાં બીજાં ઝેરી જીવજંતુઓનો ઉપદ્રવ અતિ મોટા પ્રમાણમાં રહેતો.

વાતાવરણુ ગંદુ હતું, જમીન ભેજવાળી હતી, પરિણામે હવા રોગીષ્ટ હતી. એટલે અહીં માનવીઓને વસવાટ કરવો અશક્ય હતો. અંગ્રેજો તો એક પળ પણ અહીં થોભી શકતા નહિ, ૫૦૦ માંથી ૧૦૦ યુરોપિયનો માંડ માંડ બચતા. ૨૦ બાળકે એક બાળક મોટું થતું. એવા અસંખ્ય દાખલાઓ નોંધાયા હતા.

**કંપનીએ કરેલા સુધારાવધારા**

**પરંતુ** ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ તેને સુધારવા, ઉપયોગી બનાવવા પ્રબળ પુરૂષાર્થ વહેતો કર્યો. ખાડાખડીયા પુરી દઇને જમીન સપાટ બનાવી, રસ્તાઓ બાંધવા માંડયા અને ઇમારતો ઉભી કરી.

બહારની પ્રજાને ખેંચવા માટે અનેક રસ્તાઓ યોજ્યા, કાયદાકાનુનો ઘડયા, કોર્ટો કચેરીઓ ઉભી કરી, ઉદાર રાજ-નીતિ ધારણ કરી, કર અને મહેસુલ નામનાંજ રાખ્યાં, ધાર્મિક સ્વાતંત્ર્ય બક્ષ્યું, વ્યાપારની ઉન્નતિની વાતો કરી, દેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાની બાંગો પુકારી, પરદેશ સાથે વેપાર ખેડવાની સ્વતંત્રતા આપી, વગેરે અનેક આકર્ષણ ઉભા કર્યા. પરિણામે ઈ. સ. ૧૬૬૨ માં ૧૦૦૦૦ માણસની વસ્તી હતી તે વધીને ઇ. સ. ૧૬૭૨ માં ૬૦૦૦૦ ની થઈ. નાસી આવેલા ગુન્હેગારોને પણ અહીં ઉત્તમ સગવડ મળતી એટલે વસ્તી ઉત્તરોત્તર વધતીજ ચાલી.

**સુરતથી મુંબઈમાંજ થાણું**

**ઇસ્ટ** ઇન્ડીયા કંપનીએ હિન્દુસ્તાનમાં આવીને પોતાની વેપારી કોઠી સુરતમાં ઇ. સ. ૧૬૧૨ માં સ્થાપી હતી. તે હિન્દમાંથી કાચો માલ ઇગ્લાંડ મોકલી ત્યાંથી પાકો માલ મંગાવી વેચતી. સુરત તેમને ફાવ્યું હતું, પરંતુ સુરતની નવાબી સત્તા સાથે તેમને વારંવાર અથડામણમાં ઉતરવું પડતું. નવાબ તેમના પ્રત્યે ખૂબ શંકાની દૃષ્ટિએ જોતો, એટલે વારંવાર કેદ કરવાના

દાખલાઓ બનતા. આથી તેઓ ત્રાસી ગયા હતા. તેમાં તેમણે મુંબઈની ઉપયોગિતા પીછાણી ઈ. સ. ૧૬૮૬ થી મુંબઈમાં જ કાયમી થાણું જમાવ્યું.

**કચ્છ કાઠીઆવાડના વેપારીઓનું આગમન**

**આ** સમયમાં હિન્દુસ્તાનના ખુણેખુણામાં મુંબઈની મહત્તા ગવાતી બની હતી. એટલે ચોપાસથી સાહસિક વેપારીઓ મુંબઈ ભણી પ્રયાણ કરવા મંડયા. તેમાં કચ્છ અને કાઠીઆવાડના ભાટીયા અને લોહાણાઓ તો ભારે સાહસો ખેડીને મુંબઈ આવતા. કાઠીઆવાડના વેપારીઓ વહાણોથી સમુદ્ર પર સ્વારી કરી સુરત સુધી આવી, સુરતથી ગાડામાર્ગે મુંબઈ આવતા. આમ મુંબઈ વેપારી આકર્ષણ જમાવવા માંડયું હતું.

ઈ. સ. ૧૬૮૬ સુધીમાં તો મુંબઇના ટાપુઓ એકતાર બન્યા હતા. અનેક રાજમાર્ગો, અનેક ઈમારતો, અનેક ગોદીઓથી મુંબઇની સૂરત આકર્ષક બનવા માંડી હતી.

મુંબઇ વીરાટ ડગલે વિરાટ સ્વરૂપ ધારતું હતું. વ્યાપાર ઉદ્યોગ ખીલતા જતા હતા. આ સમયે વહાણો કેપ ઑફ ગુડ હોપ થઇને ઈંગ્લાંડ જતા હતા અને સુએઝની નહેર ખુલ્યા પછી મુંબઇથી ઇંગ્લેંડનો દરીયાઈ માર્ગ ખૂબ સરળ અને નજીકનો બન્યો.

**નિષ્ફળ હુમલાઓ**

**આ** પછી પણ કેટલાક હુમલાઓ મુંબઇ પર આવી ગયા. પણ બધાજ નિષ્ફળ ગયા. ઈ. સ. ૧૬૮૮–૮૯માં જંજીરાના સીધીઓએ મુંબઇને ઘેરો ઘાલ્યો હતો. વલંદા લોકોએ પણ મુંબઈને કબજે કરવા હાથ મસળ્યા હતા, પરંતુ તેમને નિષ્ફળતા મળી હતી.

### સુધારણાના ઉત્કટ પ્રયાસો

ગવર્નર હોર્નબીએ મહાલક્ષ્મીથી વર્લી સુધીનો અર્ધો માઈલનો એક વિશાળ બંધ બાંધીને મુંબઈને દરીયાના તોફાનથી સુરક્ષિત બનાવ્યું. ગવર્નર એલ્ફીસ્ટને પણ સમુદ્રને સુધારવા અગત્યના પ્રયાસો કર્યા હતા.

### રેલ્વેની શરૂઆત

ઈ. સ. ૧૮૪૪માં એ વખતના ગવર્નર ફ્રીયરે રેલ્વે શરૂ કરવાના પ્રયાસો આદર્યા, અને ૧૮૫૦માં ગવર્નર વીલોબીના હસ્તે હિન્દભરમાં પ્રથમ રેલ્વેનો પાયો મુંબઈમાં નંખાયો અને ઈ. સ. ૧૮૫૩માં તો મુંબઈ અને થાણા વચ્ચેના ૨૦ માઈલના પટમાં જી. આઈ. પી.ની રેલ્વે દોડતી થઈ. તે પછી થાણાથી કલ્યાણ સુધી વધારવામાં આવી.

ઈ. સ. ૧૮૬૩માં કલ્યાણથી પુના અને ઈ. સ. ૧૮૬૫માં કલ્યાણથી નાશકના ફાંટાઓ શરૂ થયા. નાગપુર લાઈન ઈ. સ. ૧૮૬૭માં ઉઘાડવામાં આવી, કલકત્તા લાઈન. ઈ. સ. ૧૮૭૦માં અને મદ્રાસ લાઈન ઈ. સ. ૧૮૭૧માં દોડતી થઈ.

ઈ. સ. ૧૮૬૪માં અમદાવાદ અને મુંબઈ વચ્ચે પ્રથમ રેલ્વે વ્યવહાર બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેએ શરૂ કર્યો.

### પાણીના નળ

ઈ. સ. ૧૮૫૩માં પાણીના નળ નાખવાની વિચારણા થઈ અને ઈ. સ. ૧૮૬૦માં તો મ્યુનિસીપલ ખાતાએ મુંબઈથી પંદર માઈલ દુર સાષ્ટી તાલુકાના વિહાર તળાવમાંથી રૂ. ૩૭૩૬૫૦૦ ના ખર્ચે મુંબઈમાં નળ વાટે પાણી પહોંચાડયું.

### ફરી બ્રિટીશ સલ્તનતના હાથમાં

ઈ. સ. ૧૮૫૭માં હિંદભરમાં લશ્કરી બળવો ફાટી નીકળ્યો. સારાય હિંદમાં ફરી એક વખત આંધી ચડી. વાતાવરણ ખૂબજ ભયંકર બની ગયું. અરાજકતાનું ઘેરી ગંભીર મોજું ચોતરફ ફરી વળ્યું. આ સમયે મહારાણી વિક્ટોરીયાનું શાસન ચાલતું હતું,

મહારાણીની સરકારે આ સમયે કંપની સરકારના હાથમાંથી સત્તાના સુત્રો હસ્તગત કર્યાં અને ઇ. સ. ૧૮૫૮માં મુંબઈ પર બ્રીટીશ પાર્લામેન્ટની સત્તા શરૂ થઇ.

## પ્રજાકિય મ્યુનિસીપાલીટીની સ્થાપના

ઈ. સ. ૧૮૭૨માં ધારાસભામાં મ્યુનિસીપલ બીલ પસાર થયું. એ પહેલાં મ્યુનિસીપલ વહીવટ એક કમિશ્નર અને બેન્ચ ઓફ જસ્ટીસ ચલાવતી હતી. એમાં કમિશ્નરની સત્તા અગાધ હતી. પરિણામે ખૂબ ગેરવ્યવસ્થા રહેતી, એટલે ઈ. સ. ૧૮૭૩માં મ્યુનિસીપલ બોર્ડ સ્થપાયું અને જુલાઇ માસમાં તેમાં બેસનારા મેમ્બરોની જાહેર ચૂંટણી થઇ, તેમાં ૬૪ સભ્યો હતા. ૧૬ સરકાર નીમતી, ૧૬ જસ્ટીસ ઓફ પીસ નીમતા અને બાકીના ૩૨ ને મુંબઇના ભાડુતોને ચુંટવાનો અધિકાર હતો.

## 'ટ્રામ્વે આવી'

આ સમયે મુંબઈના વાહનોમાં એક ઘોડાની તેમજ બે ઘોડાની શિગરામ, બગીઓ, પાલખીઓ અને બળદગાડીઓજ હતી. પરંતુ ઇ. સ. ૧૮૭૪ના મે મહીનાની ૯મી તારીખથી ઘોડા જોડેલી ટ્રામ એક અમેરીકન કંપનીએ દોડતી કરી. એ પછી ઇ. સ. ૧૯૦૭ના મે માસની તા. ૭થી મુંબઇનો ટ્રામવ્યવહાર 'બોમ્બે ઇલેકટ્રીક સપ્લાય એન્ડ ટ્રામવે કું.'ના હાથમાં આવ્યો. તેણે ઇલેકટ્રીક ટ્રામો ફરતી કરી. ઓછા ભાડે શહેરને લત્તે લત્તે અને ખુણે ખુણે બાદશાહી સગવડોવાળી આ ટ્રામ ફરતી થઇ ગઈ.

## 'ટેલીફોન આવ્યો'

ઈ. સ. ૧૮૮૨માં ટેલીફોન સર્વીસ શરૂ થઈ. આજે તો તેનું સ્વરૂપ ખૂબજ સુધર્યું છે. એ ટેલીફોન મુંબઇના વ્યવહારનો, મુંબઇના વેપાર ઉદ્યોગનો 'પ્રાણ' બન્યો છે.

# ઇલા




## ભારત એજન્સી

૧૫૮, પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇ ૨.

### દરીયો પૂરીને જમીન

**આમ** મુંબઈ વીસ્તારથી પણ ખુબ વધ્યે જતું હતું. છતાં વસ્તી પ્રમાણમાં અત્યંત વધી હતી, એટલે ચોપાટીથી કોટ સુધીના દરીયાનો કેટલોક ભાગ પુરીને જમીન બનાવવાનો નિશ્ચય થયો. ઈ. સ. ૧૯૨૧ પછી એ માટેનું કામ શરૂ થયું અને વર્ષોના કામકાજ અને લગભગ સાત આઠ અબજ રૂપિયા તેની પાછળ ખર્ચવામાં આવ્યા. પરિણામે મુંબઇને મરીનડ્રાઈવની સ્વર્ગભૂમિ સાંપડી.

### મહાસભાનો જન્મ

**મુંબઇમાં** વિશાળ માનવસમુદાય એકઠો થયો હતો, તેઓ પૈસે ટકે સુખી ગણાતા પરિણામે કંઈક વિદ્યા અને નવી દુનિયાના સંસ્કાર પણ સાંપડયા. તેઓ પ્રગતિ અને વિકાસ માટે જુદી જુદી સંસ્થાઓ પણ ચલાવતા. એજ રીતે ઇ. સ. ૧૮૮૫ માં આજની આપણી મહાન મહાસભાનો જન્મ મુંબઈમાંજ થયો. મહાસભાના વિકાસમાં, મહાસભાની પ્રગતિમાં અને પ્રવૃતિમાં મુંબઇના નાગરિકોએ–મુંબઇની પ્રજાએ સૌથી ઉચ્ચત્તમ હિસ્સો આપ્યો છે, એ તો એક નગ્નસત્ય છે. જ્યારે જ્યારે મહાસભાની હાકલ પડી છે, ત્યારે ત્યારે મુંબઇની વિરાટ જનતાએ તેનો ગર્વભર્યો ઉત્તર વાળ્યો છે. તન. મન અને ધનનો મુબઇનો ફાળો અતિ કીંમતી છે. ઈ. સ. ૧૯૩૦–૩૧ની સત્યાગ્રહની લડતમાં મુંબઇનો સર્વ ક્ષેત્રમાં સર્વશ્રેષ્ઠ ફાળો હતો.

### સફળ કોંગ્રેસ સરકાર

ઈ. સ. ૧૯૩૭માં બ્રીટીશ સરકારે હિંદની પ્રજાને પ્રાંતિક સ્વરાજની જવાબદારી આપી. મહાસભાએ તે સ્વીકારી અને ઇ. સ. ૧૯૩૭થી ઈ. સ. ૧૯૩૯ સુધીનો મુંબઇનો કોંગ્રેસ સરકારનો કારભાર ઉત્તમ નીવડયો. યુરોપમાં મહાયુધ્ધ શરૂ થયું અને

હિંદી મહાસભાએ હીંદનો આત્મનિર્ણયનો હકક માગ્યો, પરંતુ એ સામે બ્રીટીશ સલ્તનતે આંખ આડા કાન કર્યા પરિણામે કોંગ્રેસ પ્રધાનમંડળે અસહકારને ખાતર રાજીનામાં આપ્યા.

મ્યુનિસીપાલીટીની છેલ્લી ૧૯૩૯ ની ચૂંટણી વખતે મુંબઈ મહાસભાએ તેનો વહીવટ હાથ કરવાનું નકકી કર્યું. પરિણામે કોંગ્રેસ ઉમેદવારો ચુંટણીમાં ઉભા રહ્યા. અને મોટી સંખ્યામાં ચુંટાઈ મ્યુનિસીપાલીટી કબજે કરી. મેયર પણ મહાસભાવાદી જ છે.

આ રીતે મુંબઈએ પોતાની જીંદગાનીના નાનકડા કાળમાં પણ અનેક લીલી સુકી જોઈ છે. આજ સુધીની તેની તવારીખમાં તેણે ડગલે ને પગલે પ્રગતિ સાધી છે. એ તો સ્વીકારવું જ પડશે.

# ભુગોળ

**મુંબઇ** મુંબઇ ઇલાકાની રાજધાનીનું શહેર છે. અને અહીં ઇલાકાના વડા હાકેમ ગવર્નર રહે છે.

## વસ્તી

**ઇ. સ.** ૧૯૩૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે મુંબઇની વસ્તી ૧૧,૬૧,૩૮૩ માણસની છે. તેમાં ૭,૯.૮૬૧ હિન્દુ, ૨,૦૯,૯૪૬ મુસલમાન અને ઇસાઇ ૮૦૭૨૮ પારસી, ૫૭૭૬૫, જૈન ૧૨૪૨૪. યહુદી ૮૬૨૧ શિખ ૯૮૫ અન્ય ધર્મી ૧૭૫૩ છે, તેમાં દેશ પરદેશની ઘણી પ્રજાઓ છે. અને દરેક પ્રાંતની વસ્તીનો અહીં વસવાટ છે.

## લંબાઇ–પહોળાઇ

**મુંબઇ** શહેરની ઉત્તર દક્ષિણ લંબાઇ ૧૨ માઇલની છે અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૩–૪ માઇલની છે.

## દ્વીપકલ્પ

**તેની** ત્રણ બાજુ પાણી અને એક બાજુ જમીન હોવાથી તેને દ્વિપકલ્પ કહેવામાં આવે છે.

## ધારાસભા

**ઇલાકાના** વહીવટ પર દેખરેખ રાખનાર અને કાયદાકાનુનો ઘડનાર ધારાસભા છે. તેમાં પ્રજાના પ્રતિનિધિઓ ઉપરાંત સરકાર પક્ષના કેટલાક માણસો બેસે છે. ધારાસભા કાઉન્સીલ હોલમાં મળે છે.

## પોર્ટ ટ્રસ્ટ

**બંદરી** વહીવટ ચલાવવા માટે પોર્ટ ટ્રસ્ટ સ્થાપવામાં આવ્યું છે. તેની આફીસ બેલાર્ડ પીયર પર છે.

**બીજી** નાની મોટી સરકારી કચેરીઓ, ઓફીસો, મોટી કોર્ટો વગેરે કોટના લત્તામાં છે.

## મ્યુનિસીપાલીટી

**શહેરની** સ્વચ્છતા, સુધારણા અને શિક્ષણ માટે મ્યુનિસીપાલીટી સ્થાપવામાં આવી છે. આ મ્યુનિસીપાલીટીમાં પ્રજાના ચૂંટેલા અને સરકારે નીમેલા એમ બધા મળીને ૧૧૨ મેમ્બરો છે. તેઓ બહુમતિથી મ્યુનિસીપાલીટીનું તંત્ર ચલાવે છે. તેના પ્રમુખને " મેયર " કહેવામાં આવે છે.

દર ત્રણ વર્ષે તેના મેમ્બરોની ચુંટણી થાય છે અને તેની વાર્ષિક આવક રૂ. ૩ા કરોડ ઉપરાંતની છે.

આ ઉપરાંત જુદા જુદા કામ માટે જુદી જુદી કમિટીઓ મેમ્બરોમાંથી નીમાય છે, તેમાં સ્ટેન્ડીંગ કમીટી, સ્કુલકમિટી, વગેરે મુખ્ય છે.

## મુંબઇના વિભાગો

**વહીવટની** સરળતા ખાતર મુંબઇ શહેરના નીચે પ્રમાણે સાત વિભાગો નક્કી કરવામાં આવ્યા છે.

### એ વોર્ડ

આ વોર્ડમાં કોટ, કોલાબાના બધા વિભાગો આવેલા છે.

### બી. વોર્ડ

આ વોર્ડમાં માંડવી, ભીંડીબજાર, ડોંગરી. ચકલા, ઉમરખાડી વગેરે સ્થળોનો સમાવેશ થાય છે.

### સી. વોર્ડ

અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, કાફર્ડ મારકીટ, કાલબાદેવી, કુંભારવાડા, ખારા તળાવ ધોબી તલાવ. ફણસવાડી અને ભૂલેશ્વર વગેરે છે.

### ડી. વોર્ડ.

ગીરગામ રોડ, ગ્રાન્ટ રોડ, ચોપાટી, ગામદેવી. ખેતવાડી, નેપીયન સી રોડ. વાલકેશ્વર, મહાલક્ષ્મી.

### ઈ. વોર્ડ

બેલાસીસ રોડ. તારદેવ. જુનો નાગપાડો. નવો નાગપાડો. મઝગાંવ. ભાયખલા. કમાટીપુરા.

### એફ. વોર્ડ

ચીંચપોકલી, પરેલ, દાદર. માટુંગા. નાયગામ. શીવરી, શીવ.

### જી. વોર્ડ

વરલી, માહીમ, અને ધારાવી.

# મુખ્ય લત્તા

### કાલબાદેવી રોડ

**કાલબાદેવી** રોડ મુંબઈનો એક અગત્યનો વ્યાપારી લત્તો છે. **કાલીકાદેવી માતાના મંદિર** પરથી તેનું નામ કાલબાદેવી રોડ પડેલું છે. તે ધોબીતલાવથી શરૂ થઇ પાયધુની પર પુરો થાય છે. તે પર રેશમ બજાર, સ્વદેશી માર્કેટ, અ. ભા. ચ. પ્ર. ખાદી ભંડારની મુખ્ય દુકાન, મારવાડી ચેમ્બર ઓફ કોમર્સનું મકાન, કોટન એક્ચેંજ હોલનું વિરાટ–મહાકાય–આઠ માળનુ મકાન, મુંબાદેવીનું વિશાળ મંદિર અને તળાવ, ગોડીજીનું જૈન મંદિર અને પાયધુની. એટલાં પ્રસિધ્ધ સ્થળ આવેલાં છે. અગાઉ પાયધુનીનુ સ્થળ મુંબઈ ટાપુનું નાકું હતુ. અને પહેલા વર્લી, મઝગાંવના ટાપુઓ પરથી મુંબઇ આવનાર લોકો કાદવકીચડથી ખરડાયલા પગ આ સ્થળ પર સાફ કરતા તેથી તેને **પાયધુનીનું** નામ અપાયું.

### ભીંડીબજાર, દાદર, માટુંગા, માહીમ.

**પાયધુનિથી** ઈબ્રાહિમ રહીમતુલ્લા રોડને નામે આ રોડ સીધો ભીંડીબજાર જાય છે. અગાઉ આ સ્થળે ભીંડીના ઝાંડાનું વન હશે એટલે ભીંડીબજારનું નામ પડયું હોવાની માન્યતા છે. ભીંડીબજાર વટાવી આ રસ્તો પરેલરોડને નામે જે. જે. હોસ્પિટલ થઈ ભાયખલા વિકટોરીયા બાગ થઇ પરેલથી દાદર અને માટુંગા સુધી જુદે જુદે નામે જાય છે. દાદર ઉપરના ટાપુઓ પરથી મુંબઈ આવનારા માણસો માટે " દાદર " નું આજનું સ્થળ દાદરની ગરજ સારતું તેથી તેનું નામ " દાદર " પડયું. મુંબઇના છેલ્લા હિંદુ રાજા ભીમદેવે માટુંગા

માં હાથીવાસ બંધાવ્યો હતો. તેથી તેને માતંગ સ્થાન એટલે માટુંગા પડયું. અને મહીકાવતી પરથી આજે માહીમ થયું હોવાની માન્યતા છે.

### મઝગાંવ

જે. જે. હોસ્પીટાલ પાસે જઇને બાજુવાળા ટેંક રોડ મઝગાંવ જાય છે. મઝગાંવનો ટાપુ બીજા ટાપુઓની મધ્યમાં ગણાતો. એટલે તેને 'મધ્ય ગ્રામ" કહેતા. એ પરથી આજે મઝગાંવ થયું છે.

### નળબજાર, ગોળદેવળ

મુંબઈમાં પ્રથમ નળ ભીંડીબજારથી વલી' સુધી નાખવામાં આવ્યો. એટલે તેની પાસેની બજારને નળબજારનું નામ મળ્યું. ભીંડી બજારથી ગોળપીઠા સુધી નળબજાર કહેવાય છે. નળબજારમાં શાકમાર્કીટ, મટન મારકીટ પણ છે, ગોળદેવળ પર રેડીમેડ કાપડના કેટલાક અગત્યના સ્ટોર્સો ઉપરાંત દેશી દવા વેચનારા ગાંધીઓ અને લાદીની બજાર છે. અને થોડે દૂર ચોર બજાર આવેલી છે.

### સેન્ડહર્સ્ટ રોડ

ગોળદેવળ સેન્ડહર્સ્ટ રોડ પર આવેલું છે. આ રોડ સીધો ચોપાટી જઇ અટકે છે. તેના પર ગોળપીઠા, પ્રાર્થના સમાજ, નાટ્ય શાળાઓ. વનીતા વિશ્રામ, ભગવાનદાસ નરોતમદાસ કપોળ નિવાસ ગૃહ. લાયબ્રેરી. લોટવાળા લાયબ્રેરી, વગેરે સંસ્થાઓ આવેલી છે.

### ચોપાટી-મરીનડ્રાઇવ

ચોપાટીની જગ્યા ચોખંડ પટી જેવી છે, એટલે તેનું નામ ચોપાટી પડયું. અહીંથી મરીન ડ્રાઈવનો વિશાળ અને ખુલ્લો રસ્તો ઠેઠ નરીમાન પોઇન્ટ સુધી. પાલવા બંદર નજીક-દરીયાને કાંઠે કાંઠે છે. દરીયા કાંઠે વિશાળ પાળ બાંધી છે. ભવ્ય ફુટપાથ છે. એટલે મુંબઇગરાઓમાં તે ફરવાનું અગત્યનું સ્થળ થઈ પડયું છે. મરીનડ્રાઇવનો રસ્તો પણ અત્યંત વિશાળ છે, અને તેના અપ-ડાઉનના

બે વિભાગ વચ્ચે મેંદીની કુદરતી દીવાલ બનાવીને કર્યાં છે. તેથી તેનો દેખાવ અતિ આકર્ષક બન્યો છે.

**વાલકેશ્વર–મલબારહીલ–ગાર્ડન**

**ચોપાટીથી** પશ્ચિમ બાજુ દેખાતો ડુંગર 'મલબારહીલ' છે. તેના પર વાલકેશ્વર, બાણગંગા તળાવ અને હેંગીગ ગાર્ડન આવેલા છે. વાલકેશ્વરને છેડે ના. ગવર્નરનો બંગલો છે. ઉપરાંત લક્ષ્માનંદનો અને ઉચ્ચ અમલદારો વાલકેશ્વરની સ્વર્ગભૂમિમાં વસે છે. અહીં વાલકેશ્વર મહાદેવનું મંદિર છે. રામચંદ્રજી સીતાજીની શોધ કરતાં અહીં આવી ચડયા હતા, ત્યારે કોઈ બ્રાહ્મણે તેમને અહીં શંકરની મૂર્તિ સ્થાપવાથી સીતાજી મળશે, એવી સલાહ આપી, તેથી રામચંદ્રજીએ અહીં વાલુ એટલે રેતીની મહાદેવની મૂર્તિ સ્થાપી, અને પૂજા કરવા લક્ષ્મણજીને પાણી લાવવા કહ્યું. લક્ષ્મણજીએ બાણ મારીને જમીનમાંથી ગંગા પ્રકટાવ્યાં. આથી આ મંદિરનું અને તે પછી લત્તાનું નામ વાલકેશ્વર પડયું, અને તળાવનું નામ બાણગંગા પડયું. હીલ પર મધ્યમાં હેંગીગ ગાર્ડન છે. કુદરતી રીતેજ આ બાગ મુંબઈનો ઉત્તમ બાગ બન્યો છે. કેમકે તેની બન્ને બાજુ સાગરનાં ઉછળતાં મોજાંઓ ઝૂલવે છે. અહીંથી આખું મુંબઈ દૃષ્ટિએ ચડે છે. અને તે ડુંગર પર છે. તેના નીચે તળાવ છે. એટલે તેને હેંગીગ–ઝુલતો બગીચો કહે છે. બાગમાં સ્વચ્છતા સારી છે. બાળકો માટે રમતગમતનાં પણ સુંદર સાધનો છે. આ બાગ સર ફીરોજશા મહેતાએ સ્થાપિત કર્યો હતો.

**ગીરગામ**

**નીચે** ઉતરતા ગીરગામ રોડ શરૂ થાય છે, ડુંગરની તળેટીથી શરૂ થતા આ લત્તાને ગીરીગ્રામ કહેવામાં આવતો. તે પરથી આજે ગીરગામ બન્યું છે. આ રોડ મુંબઈનો એક વિશાળ રસ્તો છે. તે તેમાં મુખ્ય કાંદાવાડી. ઠાકુરદ્વાર. ચીરાબજાર વગેરે લત્તાથી ધોબી તળાવ પર પુરો થાય છે. આ લત્તાઓમાં ખાસ કરી મહારાષ્ટ્રીય પ્રજાની વસ્તી પુષ્કળ છે.

## : મહાનગરી મુંબઈ :



● હિન્દનું પ્રવેશદ્વાર ●

એપોલો બંદર પર ગેટ વે ઓફ ઈન્ડીયા અને તાજમહાલ હોટેલ





● માલ સ્ટેશન ●

જ્યાંથી પરદેશ જવા આગબોટો ઉપડે છે

## ધોબીતળાવ-આઝાદ મેદાન

**ધોબી** તળાવ મોટું તળાવ હતું. ધોબીઓ ત્યાં કપડાં ધોતાં. આજે તે વિશાળ મેદાન છે. અને 'આઝાદ મેદાન'ને નામે ઓળખાય છે. તેની એક બાજુ ક્રુશાંક રોડ પર સેંટ ઝેવીયર કોલેજ, કામા હોસ્પિટલ, પોલીસ કોર્ટ અને મ્યુનિસિપાલિટીનું ભવ્ય મકાન આવેલું છે. બીજી બાજુ મહાત્મા ગાંધી રોડ છે.

## એપોલો બંદર

**આ**ઝાદ મેદાન પુરૂં થતાં કોટનો લ-તો શરૂ થાય છે. બોરી-બંદરથી-હોર્નબી રોડ પરથી ફ્લોરા ફાઉન્ટન, રાજાબાઈ ટાવર, કાળાઘોડા, સર કાવસજી જહાંગીર હોલ વટાવી મ્યુઝિયમ થઈ પાલવા બંદર પર જવાય છે. અહીં 'એપોલો ગેટ'ના નામે ઓળખાતા હિંદના પ્રવેશદ્વાર'નો દરવાજો છે. એપોલો ઉપર તાજમહાલ, ગ્રીન અને મેજેસ્ટીક જેવી બાદશાહી અંગ્રેજી હોટલો આવેલી છે.

## કોલાબા

**પાલવાથી** કોલાબા લ-તો શરૂ થાય છે. અહીં પહેલા કોળીઓની વસ્તી હતી, તેથી તે વિભાગનું નામ કોલાબા પડયું છે.

## મિન્ટ રોડ

**મ્યુઝિયમથી** એપોલો સ્ટ્રીટમાંથી જતાં જુનું કસ્ટમ હાઉસ, એલ્ફીસ્ટન સર્કલ, ટાઉન હોલ, ટંકશાળ પાસે થઇને મિન્ટ રોડ, જનરલ પોસ્ટ ઓફીસ જાય છે. અહીંથી બોરીબંદર સ્ટેશન પાસે થઈ ક્રાફર્ડ મારકીટ પહોંચાય છે.

## ક્રાફર્ડ મારકીટથી શરૂ થતા રસ્તા

**ક્રોફર્ડ** મારકીટથી જુદા જુદા ચાર પાંચ ધોરી રસ્તાઓ શરૂ થાય છે. શેખમેમણ સ્ટ્રીટ તેમાં મંગળદાસ મારકીટ, દુભાશ મારકીટ, જુમામસ્જીદ, ઝવેરી બજાર, મૂળજી જેઠા મારકીટ, લક્ષ્મીદાસ મારકીટ

ઝુલીયન એક્ચેંજ હોલ, મહાજન એસોસિએશન હોલ, મારવાડી બજાર થઇ કોટન એક્ચેંજ હોલના મકાન પાસે અટકે છે. લુહાર ચાલનો રસ્તો કાલબાદેવી રોડને મળે છે. અબ્દુલ રહેમાન સ્ટ્રીટનો રસ્તો સીધો પાયધુની પહોંચે છે. નાગદેવી સ્ટ્રીટ પણ દેખાવે નાની છતાં વ્યાપારે ભવ્ય છે. ઉપરાંત મારકીટ પાસે થઇને ધોબીતળાવથી શરૂ થયેલ કર્નાક રોડ કર્નાક બંદર પર જાય છે. મહમદઅલી રોડ અહીંથી શરૂ થઇને ભીંડીબજાર સુધી જાય છે.

### માંડવી

**મહમદઅલી** રોડથી ભીંડીબજાર જતા જમણા હાથ તરફ માંડવીનો લત્તો છે. એ દેશપરદેશ સાથે ગંજાવર વ્યાપારથી સંકળાયલો છે. કેમકે તે બંદર લત્તો છે. દરીયાઇ વહીવટ કરતી ઓફીસને 'માંડવી' કહેવામાં આવતી, એ પરથી આ લત્તાનું નામ માંડવી પડયું. તેમાં દાણાબંદર, ભાતબજાર, ખાંડબજાર, ખારેક બજાર, કરીયાણા બજાર વડગાડીની મહાન બજારો આવેલી છે.

### ભૂલેશ્વર

**કાલબાદેવી** રોડને રસ્તે કોટન એક્ચેંજ હોલના વિશાળ મકાન સામેના લત્તાને ભુલેશ્વર કહેવામાં આવે છે. સદીઓ પહેલા એક શ્રીમંત કોળીએ અહીં ભૂલેશ્વર મહાદેવનું મંદિર બંધાવ્યું હતું. તે પરથી આ લત્તાનું નામ ભૂલેશ્વર પડયું. ભૂલેશ્વરમાં મંદિરોની ઘણી સંખ્યા છે. ત્રીજા ભોયવાડામાં વલ્લભ સંપ્રદાયનું મોટું મંદિર, શ્રી નાથજીની પેઢી, સ્વામીનારાયણનું મંદિર વગેરે મંદિરો છે. કબુતરખાના પાસે લાલબાવાનું મંદિર છે. જીવનની હંમેશની જરૂરિયાતની બધી ચિજો અહીં મળે છે. કાલબાદેવી પરના નાકા પર બંબાખાનું, શાક માર્કેટ, છે અને બીજા છેડા પર કેથેડ્રલ સ્ટ્રીટ આવેલી છે. એ જગ્યા કબુતરખાનાને નામે પ્રસિધ્ધ છે. કેથેડ્રલ સ્ટ્રીટમાં એક ચર્ચ છે.

કબુતરખાનાથી કેથેડ્રલ સ્ટ્રીટમાં થઇ સીધા પાંજરાપોળ રોડના નાકા પરથી માધવબાગનો પાછલો દરવાજો આવે છે. માધવબાગમાં

લક્ષ્મીનારાયણનું વિશાળ મંદિર છે. મંદિરના સામેના ભાગમાં વ્યાખ્યાન ચોક છે, તે સભાઓ, લગ્નમંડપ વગેરે માટે ઉપયોગમાં આવે છે.

## સી. પી. ટેંક રોડ–વિઠલભાઇ રોડ

**મા**ધવબાગના મુખ્ય દરવાજાથી બહાર નીકળતા સી. પી. ટેંક રોડ પર આવી પહોંચાય છે. અહીં પહેલાં કાવસજી પટેલનું તળાવ હતું. સી. પી. ટેંકના નાકા પર 'હીરાબાગ'ની ધર્મશાળા અને વ્યાખ્યાન હોલ છે. ત્યાંથી વીઠલભાઇ પટેલ રોડ શરૂ થાય છે. આ રોડને પહેલાં ગીરગામ બેક રોડ કહેતા. રસ્તો પહોળો અને ભવ્ય છે. આ રોડ પ્રાર્થના સમાજ થઈ–ચર્ની રોડ અને સેન્ડહર્સ્ટ રોડ, લેમિંગ્ટન રોડ વીંધી 'વીઠલ સદન' એટલે કોંગ્રેસ હાઉસ જઈને અટકે છે. કોંગ્રેસ હાઉસમાં મુંબઈ પ્રાંતિક મહાસભાની ઓફીસ છે.

## ગ્રાન્ટ રોડ–લેમિંગ્ટન રોડ

**ઓ**પેરા હાઉસથી લેમિંગ્ટન રોડનો ભવ્ય રસ્તો શરૂ થાય છે. તે ગ્રાન્ટરોડ, તારદેવ રોડને વીંધીને જાય છે. આ રોડ પર 'બોમ્બે સેન્ટ્રલ' સ્ટેશન આવેલું છે. આ સ્ટેશન 'વિક્ટોરીયા ટર્મીનસ' જેટલું જ ભવ્ય છે. તેનું કંપાઉંડ ખાસ આકર્ષક છે. સ્ટેશનને પાંચ પ્લેટફોર્મો છે.

## ખેતવાડી

**ગોળપીઠાથી** ગ્રાન્ટરોડ અને સેન્ડહર્સ્ટ રોડ વચ્ચેના લત્તાને 'ખેતવાડી' કહે છે. અગાઉ અહીં ખેતી થતી હશે, તે પરથી આ લત્તાનું નામ ખેતવાડી પડેલું છે. ખેતવાડીમાં જુદી જુદી ચૌદ ગલીઓ આવેલી છે.

## પ્લે હાઉસ

**ખેતવાડીની** પાસેજ ગ્રાન્ટરોડ–ફોકલેન્ડ રોડ પરના સંગમ સ્થાનને 'પીલ હાઉસ' કહે છે. 'પ્લે હાઉસ' એટલે

થીયેટર. આજે તો ત્યાં નાટક સીનેમાના પુષ્કળ થીયેટરો છે.

**'તાડદેવ'**

**પ્લે હાઉસથી** ફોકલેન્ડ રોડનો સીધો રસ્તો તાડદેવ જઈ અટકે છે. આ સ્થળે અગાઉ તાડનું વન હતું, અને તેમાં એક મૂર્તિ હતી. તે પરથી 'તાડદેવ' નામ પડયું છે.

**વર્લી**

**'તાડદેવ'**થી તાડદેવ રોડ પરથી મહાલક્ષ્મીના મંદિર પાસે જવાય છે. ત્યાંથી પેદાર રોડ અને વર્લી રોડ એકઠા થાય છે. અહીંથી 'નવી ચોપાટી' શરૂ થાય છે. 'વર્લી' એ મુંબઈનો ઉપરનો ટાપુ હતો. મરાઠી ભાષામાં ઉપર એટલે 'વર' થાય છે. એ પરથી 'વર્લી' થયું. મુંબઈથી દૂર હોવાથી, શહેરની બધી ગટરો અહીં ઠલવાય છે.

**વોર્ડન રોડ–નેપીયનસી રોડ**

**મહાલક્ષ્મી**ના મંદિર પાસેથી વોર્ડન રોડ શરૂ થાય છે. આ રોડ દરીયાના કીનારે ખંભાલા હીલ જઈ અટકે છે. તેમાં લક્ષ્મીપતિઓજ વસવાટ કરે છે. વોર્ડન રોડ પુરો થાય છે, ત્યાંથી સામે બાજુ 'નેપીયન સી રોડ, દરીયા કીનારે શરૂ થાય છે. તે રોડ પર પણ શ્રીમંતો જ વસે છે.

**ગોવાલિયા ટેંક**

**આ** બન્ને રસ્તાથી એક રસ્તો 'ખંભાલા હીલ' રોડ ઉપર ચડે છે. તે ગોવાલિયા ટેંક પર આવી અટકે છે. અહીં 'ગોવાલીયા ટેંકનું મોટું મેદાન છે. પહેલાં મોટું તળાવ હતું. અહીંથી ગોવાલીયા ટેંક રોડ આગળ જાય છે.

**કવીન્સ રોડ**

**ઓપેરા** હાઉસથી શરૂ થતા કવીન્સ રોડ અને મરીન લાઈન્સ પર પણ શ્રીમંતોના બંગલાઓ જ દૃષ્ટિએ ચડે છે. આ રસ્તાઓ ચર્ચગેટ સ્ટેશન પાસે પુરા થાય છે.

# શું નિહાળશો ?

## પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ

'મ્યુઝિયમ' એ મુંબઈનું અગત્યનું ટ્રામ જંકશન છે. માટુંગા, દાદર, ગોવાલિયા ટેંક અને નાડહેવ પરથી છૂટતી ટ્રામો શહેરના મુખ્ય રસ્તાઓ પરથી—શહેરને વીંધતી મ્યુઝિયમના પ્રવેશદ્વાર આગળ આવીનેજ ઉભી રહે છે.

ઇ. સ. ૧૯૦૫ માં મહૂંમ પંચમ જ્યોર્જે પ્રિન્સ ઑફ વેલ્સ તરીકે મુંબઈની મુલાકાત લીધી ત્યારે આ મ્યુઝિયમના મકાનનો પાયો નાખાયો હતો. અને તે પરથી 'પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ' નામ રાખવામાં આવ્યું હતું. ઈ. સ. ૧૯૧૪ માં આ ભવ્ય મકાન તૈયાર થયું. અને એ સમયમાં મહાયુદ્ધના કારણે તેનો ઉપયોગ હૉસ્પિટલ તરીકે થવા માંડયો. ઈ. સ. ૧૯૨૨ થી મ્યુઝિયમ તરીકેની તેની કારકિર્દિ શરૂ થઈ.

મ્યુઝિયમને આંગણે સુંદર બગીચો છે. તેમાં પ્રાચિન શિલ્પકળા દાખવતી મૂર્તિઓ પણ રાખવામાં આવી છે અને મધ્યમાં મહૂંમ પંચમ જ્યોર્જનું ભવ્ય પુતળું છે.

મ્યુઝિયમ અકટોબર થી જાન્યુઆરીના દિવસોમાં સવારે ૧૦ થી પાા સુધી અને ફેબ્રુઆરીથી સપ્ટેંબર સુધી સવારે ૧૦ થી ૬ જોવા માટે ખુલ્લું રહે છે. બુધવારે એ આના પ્રવેશ ફી લેવામાં આવે છે. અઠવાડિયામાં સોમવારને દિવસે અને વરસમાં 'ક્રીસમસ' તેમજ ગુડ ફ્રાઇડેને દિવસે બંધ રહે છે. બાકીના તહેવારના દિવસોમાં પણ ખુલ્લુંજ હોય છે.

આ મ્યુઝિયમમાં પ્રાચિન સમયના વિવિધ પ્રકારની કળાઓના નમૂનાઓ, પ્રાચિન હથિયારો, પ્રાચિન મૂર્તિઓ, તામ્રપત્રો અને શિલાલેખો વગેરે અસંખ્ય વસ્તુઓ, મરેલા પશુ, પક્ષી, પ્રાણી અને સર્પનાં મૃતદેહો અને પ્રકાર પ્રકારની કારીગરી ભરપુર ચીજો અહીં જોવા મળે છે. એકંદરે આ મ્યુઝિયમ ખાસ જોવા જેવું છે.

### ટાઉન હોલ

**મ્યુઝિયમથી** ડોકયાર્ડ પર થોડે દૂર ચાલતા એલ્ફીસ્ટન સર્કલ સામે ટાઉન હોલનું ડઝનબંધ પગથીયાંવાળું ભવ્ય મકાન આવે છે. ઈ. સ. ૧૮૧૧ માં લીટરરી સોસાયટીએ જાહેર સભાઓ ભરવા, સમારંભો ઉજવવા, તેમજ લાયબ્રેરી અને મ્યુઝિયમ સ્થાપવા માટેના ઉદ્દેશથી આ હોલ બાંધવાની હીલચાલ ઉપાડી હતી, ઈ. સ. ૧૮૧૨ માં લૉટરી દ્વારા એ માટે એક લાખ રૂપિયા એકઠા થયા હતા, ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ જમીન અને રૂ. દસ હજાર રોકડા આપ્યા હતા. પરંતુ તે પુરા ન થવાને કારણે ઈ. સ. ૧૮૨૩ માં બીજી વખત લોટરી મારફત રૂ. ૨૯૦૦૦ મેળવવામાં આવ્યા. છતાં જરૂર જેટલા જેટલી રકમ એકઠી થઈ શકી ન્હોતી. છેવટ ઈ. સ. ૧૮૩૩ માં આ મકાન તૈયાર થયું.

ટાઉન હોલનો ઉપયોગ આજ સુધી તેના મૂળ ઉદ્દેશ અનુસારજ થતો આવ્યો છે. તેમાં ઉત્તમ પુસ્તકાલય, અને મ્યુઝિયમ છે. મ્યુઝિયમમાં પ્રાચિન વસ્તુઓ, પુરાતનકાળના અવશેષો, પથ્થર અને લાકડા પરનાં કોતરકામના નમૂનાઓ, તામ્રપત્ર પર લખેલા પ્રાચિન લેખો વગેરે છે.

### ટંકશાળ

**ટાઉનહોલની** પાછળ ટંકશાળ આવેલી છે. તેના મકાનનો પાયો ઈ. સ. ૧૮૨૫ ના જાન્યુઆરીની પહેલી તારીખે નંખાયો હતો. ઈ. સ. ૧૮૨૭ના ડીસેંબર માસથી યંત્રો નાંખવાનું કામ શરૂ થયું હતું અને ઈ. સ. ૧૮૩૦ના અકટોબર માસથી સીક્કા પાડ-

વાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું. એમાં હંમેશા લાખોની કીંમતના ચાંદી અને નીકલના સીક્કા તૈયાર થાય છે. જાહેરજનતા માટે તે જોવાને ખુલ્લી નથી. પરંતુ અધિકારીને અરજી કરવાથી જોવા માટે બુધવાર અને શનિવારને દિને વખત આપવામાં આવે ખરો. તે પણ અમુક વિભાગમાંજ.

## 'બોમ્બે કેસલ'

**તેની** પાછળ સમુદ્ર કીનારા પર 'બોમ્બે કેસલ' આવેલો છે. તે ઈ. સ. ૧૫૩૮માં પોર્ટુગીઝોએ બંધાવ્યો હતો. સત્તાની શરૂઆતમાં અંગ્રેજો પણ તેનો ઉપયોગ રહેવા માટે કરતા. મુંબઈનું એ ઐતિહાસિક સ્થળ છે.

## 'જનરલ પોષ્ટ ઑફીસ'

**ત્યાંથી** મિન્ટ રોડ પર આગળ ચાલતાં રસ્તાના નાકા પર 'જનરલ પોષ્ટ ઑફીસ'નું ભવ્ય ઘુમટવાળું આલીશાન મકાન છે. તેને બાંધતા દસ વરસ લાગ્યા હતા. ઇ. સ. ૧૯૧૧માં અહીં પોસ્ટ ઑફીસ શરૂ થઇ એ પહેલાં તે આજની ચર્ચગેટ સ્ટ્રીટમાં આવેલી 'સેન્ટ્રલ ટ્રેલીગ્રાફ ઑફીસ'ના મકાનમાં હતી. મુંબઇ ઇલાકાની વડી પોસ્ટ ઑફીસ છે. તેમાં જનરલ પોસ્ટ માસ્તર બેસે છે. અતિ વિશાળ અને અતિ ભવ્ય છે.

## વિક્ટોરીયા ટર્મીનસ

**પોસ્ટ** ઑફીસની પાછ પાછળ બોરીબંદરનું વિરાટ સ્ટેશન છે. દુનિયાભરના વિરાટ રેલ્વે સ્ટેશનોમાં તેની ગણતરી થાય છે. હિંદમાં એ સૌથી ભવ્ય સ્ટેશન ગણાય છે. ઈ. સ. ૧૮૮૭માં મહારાણી વિક્ટોરીયાના નામ પરથી તેને 'વિક્ટોરીયા ટર્મીનસ'નું નામ અપાયું હતું.

અહીંજ 'ગ્રેટ ઇન્ડીઅન પેનીસુલા રેલ્વે કું' એટલે જી. આઇ. પી. રેલ્વેની મુખ્ય ઑફીસના ભવ્ય મકાનો છે. સ્ટેશનને ૧૩ વિશાળ પ્લેટફોર્મ છે. તેમાં નં. ૧ થી ૮ પ્લેટફોર્મ પરથી પરાંઓમાં જવા માટે ટ્રેનો

દોડે છે. અને નં. ૯ થી ૧૩ પરથી પુના, મદ્રાસ, કલક-તા અને પેશાવરની ટ્રેનો દોડે છે.

## મ્યુનિસિપાલિટી બીલ્ડીંગ

'**વિક્ટોરીયા** ટર્મીનસ'ની બરાબર સામેજ હોર્નબી—અને કુશાંક રોડના સંગમ સ્થાન પર ઉંચા મીનારાવાળું 'બોમ્બે મ્યુનિસિપાલિટીનું ભવ્ય મકાન છે. તેનો પાયો ઇ. સ. ૧૮૮૪માં તે વેળાના વૉઇસરોય લોર્ડ રીપને નાખ્યો હતો અને નવ વરસે રૂ. ૧૩ લાખના ખર્ચે તૈયાર થયું હતું. આ મકાનમાં મ્યુનિસિપાલિટીની બધી ઓફીસો આવેલી છે, અને પહેલા માળ પર કોર્પોરેટરોની માટીંગ માટે 'કોર્પોરેશન હોલ' છે. મકાનના આંગણામાં મ્યુનિસિપાલિટીના એક વખતના અગ્રગણ્ય નેતા,' મહાસભાના સ્થાપકોમાંના એક અને એ વેળાના લોકપ્રિય આગેવાન મર્હુમ ફીરોઝશા મહેતાનું પુતળું છે.

## 'મહારાણી વિક્ટોરીયાનું પુતળું'

**તેની** સામેજ જમણા હાથ પર હિંદના એક મહાન ઉદ્યોગપતિ મર્હુમ જમશેદજી એન. ટાટાનું પુતળું છે, પુતળાની જમણી બાજુથી 'વેડબી રોડ' શરુ થાય છે. આ રોડને છેડે 'બોમ્બે જીમખાનું' આવેલું છે. અહીં વેડબી રોડ, મહાત્મા ગાંધી રોડ અને મેયો રોડનો સંગમ થાય છે. ત્યાંજ મહારાણી વિક્ટોરીયાનું સફેદ સંગેમરમરનું મનોહર પુતળું આવેલું છે. તે હુન્નરકળા અને શિલ્પકળાના એક ઉ-તમ નમુના સરખું છે. વડોદરાના મર્હુમ મહારાજા ખંડેરાવ ગાયકવાડે આ પુતળું રૂ. એક લાખ અને એંસી હજારને ખર્ચે તૈયાર કરાવી ઇ. સ. ૧૮૭૨ના એપ્રિલ મહીનામાં વૉઇસરોય લોર્ડ નોર્થબ્રુકના હસ્તે ખુલ્લું મૂકાવ્યું હતુ. પુતળાંને પથ્થરનાંજ કારીગરીભર્યાં કપડાં પહેરાવ્યાં છે. તેની આસપાસ કમ્પાઉંડ કરાવવાનું ખર્ચ રૂ. સાત હજાર થયું હતું.

## 'બ્રેબોર્ન સ્ટેડીયમ'

**અહીંથી** મેયો રોડ પર જતાં ચર્ચગેટ સ્ટ્રીટમાં થઈ ચર્ચગેટ સ્ટેશન વટાવી મરીન ડ્રાઇવના સમુદ્ર કીનારે જતા 'બ્રેબોર્ન' સ્ટેડીયમ, આવેલું છે. મુંબઇના માજી ગવર્નર લોર્ડ બ્રેબોર્નના નામ પરથી તેને બ્રેબોર્ન સ્ટેડીયમનું નામ અપાયું. દેશપરદેશની જાણીતી ક્રીકેટ ટીમોને ક્રીકેટજંગ ખેલવાને આ સ્ટેડીયમ સગવડતાવાળું બન્યું છે. એ ઉપરાંત કુસ્તીના પ્રયોગો, અને એવાજ બીજા સમારંભો માટે આ સ્ટેડીયમ અતિ ઉપયોગી છે. તેની ભવ્ય બાંધણી, ગોઠવણી અને વ્યવસ્થા સુંદર છે. એક ગોળ મેદાનની ચારે બાજુ વર્તુળાકારે પ્રેક્ષકો માટેની બેઠકો છે. જેથી હજારો માણસો આરામથી સ્પષ્ટ રીતે મેદાનમાં ખેલાતો ક્રીકેટજંગ, વ્યાયામ કે કોઈપણ પ્રયોગો જોઇ શકે છે. દુનિયાના અગત્યના સ્ટેડીયમોમાં તેનું મહત્વ છે. ઈ. સ. ૧૯૩૭ના ડીસેમ્બરની ૭મી તારીખે તે ખુલ્લું મૂકાયું. તેનું ક્ષેત્રફળ ૭૫૦૦૦ યાર્ડનું છે. અને તેની પાછળ લગભગ રૂ. ૧૫ થી ૧૭ લાખનો ખર્ચ કરવામાં આવ્યો છે.

## 'ફ્લોરા ફાઉન્ટન–કાળાઘોડા'

**અહીંથી** ચર્ચગેટ સ્ટ્રીટને માર્ગેજ પાછા ફરતા મહાત્મા ગાંધી રોડ પર ફ્લોરા ફાઉન્ટ જોવા જેવો છે. તેની સામેનું પુતળું મર્હુમ દાદાભાઇ નવરોજીનું છે. ત્યાંથી મ્યુઝિયમ તરફ આગળ ચાલતાં 'કાળાઘોડા' ને નામે પ્રસિધ્ધ પુતળું આવેલું છે. એ વિરાટ અશ્વ પર સ્વાર થયેલું પુતળું મર્હુમ સાતમા એડવર્ડનું છે.

## 'રાજાબાઈ ટાવર'

**કાળાઘોડા** અને ફ્લોરા ફાઉન્ટનની વચ્ચે 'રાજાબાઇ ટાવર' અને 'યુનિવર્સીટી હોલ'ની ઇમારત છે. આ ઈમારત ઈ. સ. ૧૮૮૨માં મુંબઈના એ વખતના મહાન વેપારી શેઠ પ્રેમચંદ રાયચંદે રૂ. ૬ાા લાખને ખર્ચે બંધાવી આપી હતી. મીનારાનું નામ તેમના માતુશ્રી

રાજબાઇના નામ પરથી 'રાજાબાઈ ટાવર' પડયું. આ મીનારાની ઉંચાઈ ૨૮૦ ફૂટ છે, ૨૮૨ તો તેના પગથીયાં છે. મુંબઇમાં ઉંચામાં ઉંચો આ મીનારો ગણાય છે. મીનારા પર મોટું ઘડીઆળ છે, તેમાં દર પા કલાકે ટકોરા પડે છે, તેના કાંટા ૪–૫ ફીટ લાંબા છે. ઉપર જવા માટે બે આના ફી લેવામાં આવે છે.

થોડે દૂર મુંબઈનો સુપ્રસિદ્ધ વિશાળ વ્યાખ્યાન હોલ કાવસજી જહાંગીર હોલ આવેલો છે.

## વેધશાળા

**અહીંથી** સીધો રસ્તો કોલાબા જાય છે. કોલાબાના છેડે સુપ્રસિધ્ધ 'વેધશાળા' આવેલી છે. તે ઈ. સ. ૧૮૩૧માં સ્થાપવામાં આવી હતી. ત્યાં આકાશી ગ્રહોની ગતિ, આકાશી ઉલ્કાપાત, ધરતીકંપ, વરસાદના માપ, અને ઘડીઆળોના વખત જોવાના યંત્રો ગોઠવ્યા છે. અહીં ધોળે દિવસે તારા દેખાય છે.

## 'ક્રાફર્ડ મારકીટ'

**ધોબી** તળાવથી શરૂ થતા કર્નાકરોડ પર થોડેજ દૂર આ મારકીટ આવેલી છે. માજી મ્યુનિસિપાલિટી કમિશનર મી. આર્થર ક્રાફર્ડે તે ઇ. સ. ૧૮૬૫માં રૂ. ૧૧,૧૮૫૦૦ના ખર્ચથી બંધાવી હતી.

મારકીટ બંધાયા પહેલાં આ સ્થળે બજાર ભરાતું, પરંતુ સામેજ 'કસાઈખાનું' હોવાથી હવા અને વાતાવરણ ગંદુ રહેતું. ચોપાસ માંસ અને લોહીના અવશેષો નજરે ચડતા. પરંતુ મી. આર્થર ક્રાફર્ડે તેને વાંદરા ખસેડયું અને ૧૨૮ ફુટ ઉંચા મીનારાવાળું આજનું ભવ્ય મકાન મારકીટ માટે બાંધ્યું.

પરચુરણ ચીજો માટે ક્રાફર્ડ મારકીટ મુંબઇની સૌથી અગત્યની વિશાળ મારકીટ છે. અહીં ફળ, શાકભાજીથી માંડીને કરીયાણું, હોઝીયરી અને બીજી નાની મોટી અનેક ચિજો મળી શકે છે. પાસે મટન મારકીટ છે.

' વિકટોરીયા બાગ '

'**રાણીબાગ**' ને નામે પ્રસિદ્ધ થયેલો આ બાગ મુંબઇનું એક આકર્ષણ છે. તે મુંબઇનો સૌથી મોટામાં મોટો બગીચો છે. ગીરગામ રોડ, કાલબાદેવી રોડ અને મહમદઅલી રોડ પરથી લાલબાગ, પરેલ, દાદર કે કીંગ સર્કલ જતી કોઇપણ ટ્રામમાં ત્યાં જઇ શકાય છે. જી. આઇ. પી. રેલ્વેના ભાયખલા સ્ટેશનથી પણ બહુ દૂર નથી.

ઇ. સ. ૧૮૬૩માં આ બાગના મૂળ નંખાયા હતા. અને ઇ. સ. ૧૮૬૮માં રૂ. દસ લાખને ખર્ચે તૈયાર થયો હતો. ઇ. સ. ૧૮૭૨થી સરકારે તેને મ્યુનિસિપાલિટીને કબજે સોંપેલો છે.

તેના પ્રવેશદ્વાર પર ટાવર છે, તે રૂ. ૫૧,૬૫૩ ને ખર્ચે તૈયાર થયા હતા. બાગ ક્ષેત્રફળમાં ખૂબજ વિશાળ છે. તેમાં સંખ્યાબંધ પહોળા રસ્તાઓ અને વર્તુલો આવેલા છે. ૨૦૦૦ કરતાંય વધુ ફુલઝાડો છે. ૧૦૦૦ કરતાંય વધુ પ્રાણીઓ તેના 'જનાવરખાના'માં છે. તેમાં સિંહ, વાઘ, હાથી, ઉંટ, વાંદરા, તરસ, કાંગારૂ, હરણ, સાબર, વગેરે તરેહવાર હીંસક પશુઓ પક્ષીઓ અને પાણીમાં વસનારા દરેક પ્રકારના જલચરો અહિં જેવા મળે છે. જેવા માટે કશી પણ ફી લેવામાં આવતી નથી.

' આલ્બર્ટ મ્યુઝિયમ '

**બાગના** પ્રવેશદ્વારેજ 'આલ્બર્ટ મ્યુઝિયમ' છે. તેનું નામ મહારાણી વિક્ટોરીયાના પતિ પ્રિન્સ આલ્બર્ટના નામ પરથી પડેલું છે. આ મ્યુઝિયમમાં પ્રાચિન ભારતની કલાકારીગરીના ઉત્તમ નમૂનાઓ છે. હિંદની ખેતીવાડીના નમૂનાઓ છે, ઉપરના માળ પર હિન્દની ચિત્રકળાના નમુના, તામ્રપત્રો વગેરે છે. 'પ્રાચીન મુંબઇ'નો પરિચય કરાવતો એક ખંડ પણ છે ભોંયતળીયે પ્રિન્સ આલ્બર્ટનું પુતળું છે. મ્યુઝિયમના મકાનની બહારની બાજુના ભાગમાં એક વિશાળ હાથીની પથ્થરની મૂર્તિ છે, પ્રથમ તે ધારાપુરીના ટાપુના

પ્રવેશદ્વારે હતી, એ 'હાથી' પરથી જ તેનું 'એલીફન્ટા' નામ પડયું, ઇ. સ. ૧૮૧૪માં આ ભવ્ય હાથીની સુંઢ તૂટીને પાણીમાં પડી ગઇ હતી. પરંતુ ૧૮૬૪માં અહીં લાવીને તે જોડવામાં આવેલી છે. આ હાથીનું પૂતળું પ્રાચિન સમયનું હોવાનું કહેવાય છે.

મ્યુઝિયમ સવારે ૧૦–૪૦ થી ૫–૪૦ સુધી જોવાને ખુલ્લુ રહે છે. કશી પણ ફી લેવાતી નથી.

### મહાલક્ષ્મી રેસકોર્સ

**બી.** બી. એન્ડ સી. આઈ. રેલ્વેના મહાલક્ષ્મી સ્ટેશન સામે વિશાળ પટમાં 'રેસકોર્સ'નું મેદાન આવેલું છે. અહીં ઘોડ-દોડની શરત પર લાખોની ઉથલપાથલ થાય છે. નવેંબરથી માર્ચ સુધી દર બુધવાર અને શનિવારે તે શરત થાય છે. અને હજારો માણસો તેમાં ભાગ લ્યે છે. કેટલાકને મન તો એ શોખની વસ્તુ છે.

### અંધશાળા

**તા**ડદેવથી તાડદેવ રોડ પર આ શાળા આવેલી છે. અહીં આંધળાંઓને તેમની રીતે અક્ષરજ્ઞાન અપાય છે. ઉપરાંત સંગીત અને એવી બીજી કળાઓનું શિક્ષણ પણ આપવામાં આવે છે. ગરીબો માટે રહેવા ભણવાની કશી ફી લેવાતી નથી. કેટલાક અંધ શિક્ષકો પણ છે.

---

## : મહાનગરી મુંબઇ :



● મહાદેવી મુંબાદેવીનું મંદિર ●
જેના પરથી 'મુંબઇ' નામની પ્રાપ્તી થઇ



● ધોબીઘાટ ●
જેના પ્રતાપે મુંબઇગરાઓ ઉજળા થઇ ફરે છે.

# : સહેલગાહનાં સ્થળો :

### મહાકાળીની ગુફાઓ

**બી. બી.** એન્ડ સી. આઈ. રેલ્વેના અંધેરી સ્ટેશનથી બે માઈલ દૂર આ ગુફાઓ આવેલી છે. તેને મહાકાળીની ગુફાઓ કહે છે. બૌદ્ધ અને બ્રાહ્મણ મંદિરના ખંડીયરો અહીં જોવા મળે છે. અને એમ પણ કહેવાય છે કે આ ગુફાઓ જોગેશ્વરી અને કેનેરીની ગુફાઓ સાથે જોડાયલી છે. થોડા વર્ષ પહેલાં અહીં ખોદકામ કરતા બુદ્ધની મૂર્તિ અને સીક્કાથી ભરેલો ચરૂ મળી આવ્યો હતો. પહાડી પરથી પ્રાચિન મંદિરોના ખંડીયરોનું દૃશ્ય સુંદર લાગે છે. ગુફાઓ પાસે ત્રણ કુંડ છે. તેમાં એકનું નામ "કાળા નાગ" કુંડ છે. તેને કાંઠે સાત માથાવાળા નાગની મૂર્તિવાળી શિલા દૃષ્ટિએ ચડે છે. કહે છે કે આ કુંડના પાણીથી સર્પનું ઝેર ઉતરે છે.

### જોગેશ્વરીની ગુફાઓ

**મુંબઈથી** ૧૭ માઈલ દૂર બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના જોગેશ્વરી સ્ટેશનથી આ ગુફાઓ માત્ર દસ–પંદર મીનીટને રસ્તે છે. તેના પ્રવેશદ્વાર પર એક દીપમાળા રાખવામાં આવી છે.

એક મોટા ઘુમટના આકારની નાની પહાડીને કોતરીને તેમાંથી આ ગુફા બનાવવામાં આવી છે. તેમાં શંકરનુ મંદિર છે. કહે છે કે તેની સ્થાપના આઠમી સદીમાં લગભગ ઈ. સ. ૭૫૦ ની આસપાસ થઈ હતી. છતાં તેનું શિલ્પકામ આજે પણ આશ્ચર્ય પમાડે એવું રહ્યું છે. તેની પૂર્વ–પશ્ચિમ લંબાઈ ૨૪૦ ફુટ અને ઉત્તર–દક્ષિણ પહોળાઈ ૨૦૦ ફુટ છે. અંદર અંધારૂં રહે છે, તેથી તેમાંનું નકશી-

કામ જોવાને 'બેટરી' લઈ જવી આવશ્યક છે. અહીં મહાશિવરાત્રી અને બીજા હિંદુ તહેવારોને દિવસે લોકોની ભીડ જામે છે.

## કેનેરીની ગુફાઓ

**બી.** બી. એન્ડ સી. આઇ. રેલ્વેના બોરીવલી સ્ટેશનથી આ ગુફાઓ પાંચ માઇલ દૂર આવેલી છે. ત્યાં જવા માટે પાકી સડક નથી. પરંતુ સ્ટેશન પરથી બેલગાડી અને ઘોડાગાડી મળી શકે છે.

વીહાર અને થાણાની વચ્ચે સાષ્ટી તાલુકાની સૌથી ઉંચામાં ઉંચી ટેકરીમાં આ ગુફાઓ કોતરવામાં આવી છે. ગુફાઓની સંખ્યા ૧૦૯ ની છે. જાણે ગુફાનગર ! આ ગુફાઓ 'કૃષ્ણગીરી' નાં ગુફાઓ ને નામે પ્રસિદ્ધ હશે. તે ઉપરથી 'કાન્હાગીરી' અને આજે કેનેરીની ગુફાઓ કહેવાય છે. તેમાંની પાંચ ગુફાઓ તો ૨૦૦૦ વર્ષ કરતાંય પ્રાચિન છે અને ૧૦ પંદરમી સદી પહેલાંની છે. હજુ ઘણી ગુફાઓ અજ્ઞાત છે. કેમકે પહાડી પર ગુફાઓની મોટી કતાર છે. એક ગુફા તો ઠેઠ દમણ સુધી જાય છે.

આ ગુફાઓ બૌદ્ધ ધર્મની છે. તેમાં બૌદ્ધસાધુઓ માટેના રહેઠાણો છે. ચોખંડા આકારના ઓરડાઓ છે. તેમાં શિલાલેખો કોતરેલા છે. મૂર્તિઓ, સિંહો, હાથી, વૃક્ષ, વેલા અને સાધન સામગ્રીઓ કોતરેલી છે. દરેક ગુફાઓમાં પ્રાચિન સમયના પાણીના કુંડો છે. તેમાં આજે પણ પુષ્કળ સ્વચ્છ પાણી છે.

આ દરેક ગુફાઓ બૌદ્ધકાળની જાહોજલાલી આપણા ચક્ષુઓ સમક્ષ ખડી કરે છે. તેની બુદ્ધિભરી ગોઠવણ, કારીગરી અને તેની ભવ્યતા માટે માન ઉપજ્યા વિના રહેતું નથી.

## નિર્મળ

**વસઇ** રોડ સ્ટેશનથી આ સ્થળ ચાર માઇલ દૂર આવેલું છે. સ્ટેશનથી ત્યાં જવા માટે બસો અને મોટરો મળે છે. ત્યાં શંકરા-

ચાર્યની સમાધી અને મહાદેવનું મંદિર છે. કારતક વદ ૧૧ ને દિવસે અહીં ભવ્ય મેળો ભરાય છે. તે 'નિમજાની જાત્રા' ને નામે પ્રસિદ્ધ છે. યાત્રાળુઓની આવજાવ સદા ચાલુ રહે છે.

## તુંગારની પહાડી

**તુંગારની** પહાડી વસઈ સ્ટેશનથી નવ માઈલ દૂર છે. ચાર માઈલ સુધી પાકી સડક છે. ત્યાં સુધી બસ અને મોટરો જઈ શકે છે. પણ તે પછી ચડઉતરીયો કેડી જેવો માર્ગ શરૂ થાય છે. તુંગાર પહાડીના શિખર પર તુંગારેશ્વર મહાદેવનું મંદિર છે. બસો વરસ પહેલાં મરાઠા સરદાર શંકરજી કેશવે બંધાવ્યું હતું. મહાશિવરાત્રીને દિવસે મોટો મેળો ભરાય છે.

## વજ્રેશ્વરી

**વજ્રેશ્વરીના** ઉના પાણીના કુંડો પ્રસિદ્ધ છે. વસઈ સ્ટેશનથી તે ૧૮ માઈલ દૂર છે. અને ત્યાંથી મોટર મળે છે. સાધારણ રીતે તે રૂ. ૦-૧૨-૦ માં લઈ જાય છે. સડક પર જ વજ્રેશ્વરીનું મંદિર છે. તે તુંગારેશ્વરનું મંદિર બંધાવનાર મરાઠા સરદારે જ પોર્ટુગીઝો સાથેના વિજયચિન્હ તરીકે બંધાવ્યું હતું. આગલા ભાગમાં દીપમાળા છે. મંદિર ૪૦–૫૦ પગથીયાંની ઉંચાઈએ છે.

મંદિર સામેની સડકની ડાબી બાજુ ગરમ પાણીના કુંડ તરફ જવાનો રસ્તો છે. અહીં તાનસા નદી વહે છે. તાનસાના આટલા ભૂગર્ભમાં રસાયનિક પદાર્થ હશે તેથી તેને બે માઈલને કાંઠે પુષ્કળ-લગભગ ૧૦૮ ઉના પાણીના કુંડો આવેલા છે. સૂર્ય કુંડનું પાણી તો એટલું ગરમ રહે છે કે તેમાં ચોખા ભરેલી પોટલી થોડી વાર રાખવામાં આવે તો ભાત થઈને જ બહાર આવે.

શંકરના દેવળ સામે ત્રણ મોટા બાંધેલા ગરમ પાણીના કુંડો છે. વજ્રેશ્વરી ગામ વજ્રેશ્વરી મંદિરના પૂજારીની માલીકીનું છે. કુંડો સરકારના તાબામાં છે.

આ પાણીનું વૈદકિય દ્રષ્ટિએ ઘણું મહત્વ છે. સંધીવા, પક્ષઘાત, તેમજ ચામડીના દર્દો આ કુંડમાં નાહવાથી દુર થાય છે. ડોકટરો પણ પોતાના દર્દીને વજ્રેશ્વરી જવા સલાહ આપે છે. હાલમાં સરકાર એવા દર્દીઓ માટે એક હોસ્પિટલ બંધાવે છે.

વજ્રેશ્વરીને વજ્રાબાઈ પણ કહે છે. શંકરના મંદિર સામે એક ધર્મશાળા છે. અને સેનિટેરીયમ પણ છે. ચૈત્રી અમાસને દિવસે અહીં મોટો મેળો ભરાય છે. શિવરાત્રી, સૂર્યગ્રહણ વગેરે દિવસે પણ મેળો ભરાય છે.

## અગાશી

**બી.** બી. એન્ડ **સી. આઇ.** રેલ્વેના છેલ્લા લોકલ સ્ટેશન વીરારથી ત્રણ માઈલ દુર જૈનોનું આ તીર્થ આવેલું છે. ત્યાં પાર્શ્વનાથનું મંદિર મુંબઈના શેઠ મોતીલાલે સવાસો વર્ષ પહેલાં બંધાવ્યું હતું. વીરાર સ્ટેશનથી મોટર મળે છે. મહા સુદ ૧૦ ના દિને જૈન યાત્રીઓનો મેળો ભરાય છે.

## ઘારાપુરીના ગુફાઓ

આ બેટ મુંબઈથી ૬ માઈલ દુર આવેલો છે. પહાડમાંથી ગુફાએ કોતરી કાઢવામાં આવી છે. તેમાં કોતરેલા ઓરડાઓ. નકશીકામ, સ્થંભ, દહેરાંઓ અને મૂર્તિઓ અતિ જોવાલાયક છે. તે પ્રાચિન કારીગરી માટે માન ઉપજાવે એવાં છે.

ઇ. સ. ૧૮૫૩ પહેલાં બેટને કીનારે પાણી ઓછું હોવાથી હોડકાંઓ ત્યાં સુધી જઈ શકતા નહિ. તેથી મુસાફરોને ત્યાં પહોંચવામાં ખૂબ હાલકી ભોગવવી પડતી. મજુરો ખાંધે અને ખુરશી પર બેસાડીને મુસાફરોને લઇ જતા. પરંતુ ઇ. સ. ૧૮૫૩ માં મુંબઈના એ વેળાના શાહસોદાગર લોહાણા ગૃહસ્થ શેઠ કરમશી રણમલે ઠેઠ ગુફાના પ્રવેશદ્વાર સુધી ૩૦૦ પગથીયાં બંધાવી આપ્યાં છે.

અગાઉ ગુફાને પ્રવેશદ્વારે એક વીરાટકાય હાથીની મુર્તિ હતી. પોર્ટુગીઝો અહીં પહેલવહેલા આવ્યા ત્યારે તેમની નજરે પહેલોજ તે 'હાથી' દેખાવાથી એટને 'હાથીની ગુફા'ઓ—એલીફન્ટાની ગુફાઓ'ને નામે ઓળખવા માંડયા. આ હાથીની સૂંઢ ઈ. સ. ૧૮૧૪ માં ભાંગીને સમુદ્રમાં પડી ગઇ હતી, ને ઇ. સ. ૧૮૬૨ માં શોધીને હાથી સાથે જોડીને, હાથી વિકટોરીયા બાગમાં રાખવામાં આવ્યો.

આ ગુફાઓ, મંદિરો અને રાજમહેલો કોણે બંધાવ્યા હશે, તે હજુ સુધી સમજી શકાયું નથી, કેમકે તેના શિલાલેખો પોર્ટુગીઝો પોતાના દેશમાં લઈ ગયા હતા. કહેવાય છે કે અહીં મૌર્યવંશની રાજધાની હતી. અને તેને 'ગૃહપુરી' ને નામે ઓળખતા. 'ગૃહપુરી'નું અપભ્રંશ ધારાપુરી બન્યું.

શિવ પાર્વતિની વચ્ચેના અનેક પ્રસંગો અને દેવોના કેટલાક પ્રસંગોના કરૂણ વાતાવરણ રજુ કરતા ઘણા શિલ્પચિત્રો આબેહુબ કળાના નમૂના છે.

આ ગુફાઓ ખાસ જોવા જેવી છે, તેની કારીગરીની તારીફ કરીએ તેટલી ઓછી છે. ગુફાઓ જોવા માટે પ્રવેશ ફી રૂ. ૦–૪–૦ લેવામાં આવે છે. મુંબઇથી એપોલો બંદર પર ત્યાં જવાને મછવાઓ મળી શકે છે.

ઉરણ

**ધારાપુરી** પાસેજ ઉરણ આવેલું છે. મીઠાનું તે મોટું મથક છે. અહીંથી લાખો ખાંડી મીઠું બહાર જાય છે. અહીં હમણાં હમણાં કેટલાક કારખાનાઓ ખુલ્યા છે, પારસીઓનું ખાસ મથક બન્યું છે. ભાઉના ધક્કાથી મછવાઓ હંમેશા મળે છે.

# નજીકના ગીરીનગરો

## માથેરાન

ઈ. સ. ૧૮૫૦ માં મી. એચ. પી. મેલેન નામના થાણાના કલેક્ટરે પુનાથી થાણા જતા માર્ગમાં આ ટેકરી જોઈ, તેનો સુંદર દેખાવ અને સુમધુર હવાથી ખુશ થઇ તેણે ત્યાં 'હવા ખાવાનું સ્થળ' બનાવવાનો નિશ્ચય કર્યો. અને એજ વર્ષમાં ત્યાં બંગલો બંધાવ્યો. એ પછી તો હવા ખાવાના સુંદર સ્થળ તરીકે માથેરાન પ્રસિદ્ધ થયું. આજે તો ત્યાં એક સુંદર ગીરીનગર વસી ગયેલું છે. ૪૦૦ ઉપરાંત તો બંગલા છે.

માથેરાનની ટેકરી સમુદ્રની સપાટીથી ૨૬૫૦ ફૂટ ઉંચી છે. મુંબઇથી તે ૫૩ માઇલ દૂર છે. કુદરતી રીતે જ તે અનેક સદ્‌ભાગ્યો ધરાવે છે. તેના પર પાણીના અનેક ઝરાઓ પણ છે. તેની શિતળ-મનને પ્રફુલ્લિત કરનારી હવા અતિ વખણાય છે.

ઇ. સ. ૧૮૫૩ પહેલાં માથેરાનની ટેકરી પર કરજત થઇને ચોકને રસ્તેથી જવાતું. હાલ જી. આઈ. પી. રેલ્વેના નેરલ સ્ટેશને ઉતરીને 'માથેરાન સ્ટીમ લાઇટ ટ્રામવે' લી. ની નાના માપની ગાડીમાં બેસીને માથેરાન સ્હેલાઇથી પહોંચી શકાય છે.

માથેરાનમાં રહેવા જમવાની સારી સગવડો છે. એક કરતાં વધુ હિન્દુ લોજો પણ ત્યાં છે.

### ખંડાલા

મુંબઈથી પુના જતા રસ્તામાં ખંડાલા ઘાટ આવે છે. હવા ખાવાને માટે તે સ્થળ પણ વખણાયું છે. ૨૦૦૦ ફુટની ઉંચાઇએ આવેલી તેની ટેકરી પર અનેક બંગલાઓ છે. આરામ આપનારી હવા અહીં મળી શકે છે.

### લોનાવલા

ખંડાલાથી લોનાવલા સ્ટેશન આવે છે. તે પણ સુંદર હવા માટે વખણાયું છે. સેનિટેરીયમની સગવડ છે.

### મહાબળેશ્વર

પુનાથી ૭૩ માઇલ પર મહાબળેશ્વરની ટેકરી આવેલી છે. ત્યાં જવા માટે પુના સ્ટેશન પર મોટરો અને ચાલુ બસો મળી શકે છે. તે સાધારણ રીતે બે થી અઢી રૂપિયા લ્યે છે. આ ટેકરી શીતળ હવા માટે ખાસ વખણાય છે. તે ૪૫૦૦ ફુટને ઉંચાઇએ આવેલી છે. ઉનાળામાં મુંબઇના ના. ગવર્નરનો મુકામ અહીં હોય છે. અહીં ઘણી હિન્દુ લોજો છે. સામાન્ય રીતે આ લોજોમાં એક માણસનું એક દિવસનું રહેવા–જમવાનું લવાજમ રૂ. ૪ થી ૫ હોય છે.

### આરામસ્થાન–વેસાવા

બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેના અંધેરી સ્ટેશનથી ત્રણ માઇલ દૂર વેસાવા આવેલું છે. આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ તેની હવાનું મહત્વ સારૂં અંકાય છે. અહીં સૂર્યસ્નાન અને સમુદ્ર-સ્નાન કરવાની સુંદર સગવડો છે. ઘણાં શ્રીમંતો અહીં આરામમાં જીંદગી ગાળવા રહે છે. સ્વ. દાદાભાઇ નવરોજીએ પણ જીંદગીનો છેલ્લો કાળ અહીં વીતાવ્યો હતો. દિવસો સુધી રહેવું ગમે એવું આ સ્થળ છે. હિન્દુઓ માટે ભગવાનદાસ નરોત્તમદાસ સેનિટેરીયમ અને ખોજાઓ માટે કરીમભાઇ લાલજી સેનિટેરીયમની સગવડ છે.

# આજુબાજુની ઐતિહાસિક નગરીઓ

## માહીમ

**માહીમ** મુંબઈની જુની રાજધાની છે. તેરમી સદીમાં રાજા ભીમદેવે તેની સ્થાપના 'મહીકાવતી'ના નામે કરી હતી. ચૌદમી સદીમાં મુસલમાનોએ તે જીતી લીધું, તેમની પાસેથી પોર્ટુગીઝોના હાથમાં આવ્યું. છેવટ ઈ. સ. ૧૬૬૧માં રાજા જેમ્સ પહેલાના લગ્ન પોર્ટુગીઝ રાજકન્યા સાથે થયા, પોર્ટુગીઝોએ કરીયાવરમાં માહીમ અંગ્રેજોને આપ્યું.

પૂર્વ બાજુએ શેખ 'મખ્તુમલી પારૂ'નામે મુસલમાન ઓલીયાની દરગાહ છે. ત્યાં રમઝાન એટલે લગભગ ડીસેંબર માસમાં મોટો ઉરસ ભરાય છે. દેશપરદેશથી તે વખતે મુસ્લીમ જાત્રાળુઓ ઉતરી પડે છે. માહીમ તેમનું પવિત્ર જાત્રાસ્થળ છે. અને અહીં મુસ્લીમ વસ્તી જ વધુ પ્રમાણમાં છે.

આ દરગાહની ઉ-તરમાં એક મસ્જીદ છે. આ જગ્યાએ ૧૫મી સદીમાં દક્ષિણના સુલતાન અને ગુજરાતના રાજા વચ્ચે યુધ્ધ જામ્યું હતું. તે યુધ્ધમાં મૃત્યુ પામેલા મુસ્લીમ સૈનિકોની કબરો અહીં જોવામાં આવે છે, તે 'ગંજે શહીદાન' નામે ઓળખાય છે.

જુના જમાનામાં માહીમ એક બંદર હતું, તેનો જુનો કીલ્લો પણ જોવાલાયક છે.

માહીમથી મુંબઈ શહેરની હદ ખલાસ થાય છે, એ રીતે માહીમ મુંબઈનું 'પ્રવેશદ્વાર' છે. ત્યાં જવા માટે 'બેસ્ટ' કંપનીની 'બસ' આખો દિવસ મળે છે. અને બી. બી. આઈ. સી. રેલ્વેની ટ્રેનો પણ હરદમ દોડયા કરે છે.

## વાંદરા

**માહીમ** છોડયા પછી તરતજ **વાંદરા** આવે છે, ત્યાંથી સાષ્ટી તાલુકો શરૂ થાય છે. અહીં કલેકટર રહે છે. કોર્ટ છે, સ્વતંત્ર મ્યુનિસિપાલિટી છે.

એક વેળા તે પોર્ટુગીઝોનું મથક હતું. સત્તરમી સદીમાં પોર્ટુગીઝોએ બાંધેલા કીલ્લાના ખંડીયરો હજુ જોવા જેવા છે. અહીં ખ્રીસ્તીઓની વસ્તી વિશેષ છે. ઈશુ ખ્રીસ્તની માતા માઉન્ટ મેરીના દેવળમાં સ્થપાત્ય કળા અને ચિત્રકળા નિરીક્ષણને યોગ્ય છે. અહીં દર ડીસેંબર માસમાં ખ્રીસ્તીઓની જાત્રા અઠવાડિયા માટે ભરાય છે.

પાલી હીલ હવા ખાવા માટે ઉત્તમ છે, માંસ માટે પશુઓની કત્લ કરનારૂં કત્લખાનું અહીં સ્ટેશનની સામેજ વિશાળ જગા રોકીને ખડું છે.

## વસઇ

**મુંબઇથી** ૩૫ માઇલ દૂર બી. બી. આઇ. સી. રેલ્વેને માર્ગેજ 'વસઇ' નામની ઐતિહાસિક નગરી આવેલી છે. તે 'વસઇ રોડ' સ્ટેશનની ચાર માઇલ દૂર છે. શહેરમાં જવા માટે ટાંગા મળે છે. બસ પણ રૂ ૦—૨—૦ માં લઇ જાય છે. ઇ. સ. ૧૫૩૨ માં પોર્ટુગીઝોએ તેનો કબજો લીધા પછી તેને પોતાનું મથક બનાવ્યું અને એક ભવ્ય કીલ્લો પણ બાંધ્યો. પરંતુ ઇ. સ. ૧૭૩૯ ના મે માસની ૧૨ મી તારીખે પેશવાના સરદાર ચીમનાજી આપ્પાએ તે જીતી લીધું. ને પછી અંગ્રેજો ! હાથમાં આવ્યું.

## વસઈનો કીલ્લો

**વસઇનો** કીલ્લો ખાસ જોવા જેવો છે. ખાડીને કીનારે માઈલોની વિશાળ જગ્યા રોકીને આજે પણ તેના ખખડધજ ખંડીયરો એ કાળની અંધાધુંધીની કહાણી કહેતા ઉભા છે. કીલ્લાની ચોતરફની

દીવાલ હજુ સાબુત છે. અંદરના માર્ગો પણ વિશાળ છે. મીનારાઓ અને જુદા જુદા ભવ્ય મકાનો ખંડીયેર હાલતમાં નજરે ચડે છે. કીલ્લાની રચના અને ગોઠવણી ખૂબ જ સુંદર છે, તેમાં કલાકો સુધી ફરવાની ઇચ્છા થાય છે. પોર્ટુગીઝોના ચર્ચો અને કબ્રસ્તાનો પણ આજે ખંડીયેર હાલતમાં નિસાસા નાખતા ઉભા છે. દરીયા તરફનો 'સી ગેટ' હજુ મજબુત હાલતમાં હયાતી ધરાવે છે. કીલ્લામાં ફરતા કોઇ 'નવી જ દુનિયામાં' આવ્યા હોઇએ એમ લાગે છે. જાણે ચોતરફથી નિસાસા સંભળાય છે. વાતાવરણ ખૂબ જ ગંભીર લાગે છે.

વસઇ શહેરના પાન અને કેળાં દુર દેશાવર સુધી વખણાય છે

### કલ્યાણ

**વિક્ટોરીયા** ટર્મિનસ'થી દોડતી જી. આઇ. પી. રેલ્વેની લોકલો કલ્યાણ જઇને અટકે છે. આ કલ્યાણ એક વખત મુંબઇનું એક અગત્યનું બંદર હતું, અને ધીખતી વ્યાપારી નગરી હતી. પરંતુ સત્તરમી સદીમાં શહેરના વેપારને પુષ્કળ નુકશાની પહોંચી, ઈ. સ. ૧૫૩૫ માં તેને પોર્ટુગીઝોએ જીત્યું, પરંતુ તેઓ તેને સંભાળી શક્યા નહિ, બીજાપુરના મુસલમાન રાજાએ તે તેમની પાસેથી લઇ લીધું. તે પછી શિવાજીના હાથમાં આવ્યું. શિવાજીના અવસાન પછી તેને મોગલોએ લઇ લીધું. આમ વારંવારના હુમલા અને નવી નવી સત્તાઓથી તે છેક પડી ભાંગ્યું.

આજે પણ એ કાળના ઐતિહાસિક અવશેષો નજરે ચડે છે. આજે બંદર તરીકે કે ઉચ્ચતમ વ્યાપારપુરી તરીકે તેની કશી મહત્તા નથી. સ્ટેશનથી ચાર માઇલ દૂર અમ્બરનાથનું મંદિર આવેલું છે.

### થાણા

**કલ્યાણ** ભાંગ્યા પછી 'થાણા'નો સીતારો ચમકયો હતો. તેના હિન્દુ રાજાએ તેને સમૃધ્ધ બનાવવા અતિશય શ્રમ લીધો હતો. આજે થાણાની સ્થિતિ પણ એ રહી નથી. ગાંડાઓ માટેની હોસ્પિટલ ત્યાં છે. થાણા જીલ્લાની તે રાજધાની છે.

થાણાની જેલ એ પોર્ટુગીઝોનો કીલ્લો હતો. ખ્રીસ્તીઓનાં કેટલાંક મંદિરો છે.

## : મુંબઇને પાણી પુરૂં પાડનારાં તળાવો :

**મુંબઇને** પાણી પુરૂં પાડનારા ચાર તળાવોમાંના ત્રણ તળાવ વિહાર, તુલસી અને પોવાઇ મુંબઇથી પંદર માઇલને અંતરે સાષ્ટીના ટાપુમાં આવેલા છે. ત્યાં જવા માટે જી. આઇ. પી. રેલ્વેના કુરલા સ્ટેશન જવું પડે છે, કુરલાથી સીધી સડક છે. બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના અંધેરી સ્ટેશનથી પણ જઇ શકાય છે. આ તળાવો પાછળ કરોડોનો ખર્ચ કરવામાં આવ્યો છે.

### વિહાર

**આ** તળાવ સૌથી જુનું છે, મુંબઇમાં સૌથી પ્રથમ ઇ. સ. ૧૮૬૦માં આ તળાવમાંથી નળ વાટે પાણી પહોંચાડયું હતું. તળાવ ૧૪૦૦ એકર જમીન રોકેલ છે અને ૩૦ ફુટ ઉંડું છે તેમાં મગરો રહે છે.

તળાવની આસપાસનું વાતાવરણ મોહક છે. ચોતરફ હરીયાળી જમીન, પહાડીઓની હારો અને મીઠો સમીર હૈયું ડોલાવતી શાંતિ આપે છે. અહીં ૮૨ ઇંચ સુધી વરસાદ પડે છે તળાવને કાંઠે મુંબઇમાં નળ લાવનાના યશભાગી થનાર કેપ્ટન કાફર્ડનું પુતળું છે. મ્યુનિસિપાલિટીના 'ડાક બંગલામાં' મુસાફરો આરામ લઇ શકે છે.

### તુલસી

**આ** તળાવ વિહાર તળાવથી ત્રણ માઇલને અંતરે આવેલું છે, તે ૫૦ ફુટ ઉંડું છે. ઇ. સ. ૧૮૭૨માં બાંધવામાં આવ્યું હતું.

અહીં ૯૯ ઇંચ સુધી વરસાદ પડે છે.

### પવાઇ

**આ** તળાવ વિહાર તળાવથી દક્ષિણ દીશામાં છે તે ઇ. સ. ૧૮૯૯માં બાંધવામાં આવ્યું હતું. હાલમાં તેનું પાણી ઉપયોગમાં લેવાતું નથી, પણ ખપ પડયે ઉપયોગ માટે રાખવામાં આવેલું છે.

### તાનસા

**મુંબઇ**થી ૬૦ માઇલિ દુર જી. આઇ. પી. ને રેલ્વે રસ્તે આ તળાવ આવેલું છે, સૌથી વધુ પાણી આજે આ તળાવ મુંબઇને પુરૂ પાડે છે. ઇ. સ. ૧૮૯૨માં તેને બાંધવાનું કામ શરૂ થયું હતું, તે ૯૮૦૦ ફુટ લાંબુ તથા ૧૩૫ ફુટ ઉંડું છે. સર્વ તળાવોમાં આ તળાવનું પાણી ઉત્તમ ગણાય છે. તેમાં ૩૫,૬૦૪૦૦૦,૦૦૦ ગેલનં પાણી એકત્ર થઈ શકે છે.

——:x:——

# ફરવાનાં સ્થળો :

## ચોપાટી

**મુંબઈની ચોપાટી**' અતિ જાણીતી છે. સેન્ડહર્સ્ટ રોડ પર 'સેન્ડહર્સ્ટ બ્રીજ' ઉતરતાં આ સ્થળ આવેલું છે. અહીં સમુદ્રનો વિશાળ પટ જમીનમાં ઘૂસી ગયેલો છે. તેને કાંઠે લગભગ અર્ધો માઈલમાં આવેલા આ ચોખંડ રેતાળ ભાગને ચોપાટી કહે છે. સંધ્યા સમયે હજારો માણસોની અહીં ઠઠ જામે છે, કેમકે તે શહેરની નજીક હોવા છતાં કેટલીક વિશિષ્ટતાઓ ધરાવે છે. ત્યાં સભાઓ ભરાય છે, કથાઓ વંચાય છે, તમાશાઓ થાય છે અને સાથે સાથે ઉપહારની અનેક દીલરંગી ચીજો અહીં મળે છે. ચોપાટીનો 'ભેળ' વખણાય છે. સિવાય પુરીપકોડી. ફળાફળાદી, નાળીયેરનું પાણી અને એક પૈસાથી માંડી પચીસ રૂપિયા સુધીનાં કીંમતી પાનો અહીં મળે છે. 'ચંપી' અને 'માલીશ' કરનારાઓનાં ટોળેટોળાં અહીં ફરે છે, થાકયા પાકયા અનેક માણસો શિતળ વાતાવરણમાં રેતીના આ પટમાં શરીરની ચંપી અને માથાનું માલીશ કરાવતા નજરે ચડે છે. અહીં સ્વ૦ બાળગંગાધર તીલકનું પુતળું ઉભું કરવામાં આવ્યું છે.

## મલબારહીલ

**ચોપાટીની** સામે જ મલબારહીલ છે. તેના પર 'હેંગીંગ ગાર્ડન' ઉપરાંત તાજી હવા ખાવા માટે બેસવાની બીજી ઘણી સગવડ છે. નાના નાના બગીચા જેવા આરામસ્થાનો ટેકરી ઉપર ઠેરઠેર તળેટીથી માંડી ઉપર સુધી છે.

ચોપાટી સામે જ ચર્નીરોડ સ્ટેશનની પાછળ 'ચર્નીરોડ'નો બગીચો આવેલો છે.

## મરીનડ્રાઈવ

**ચોપાટીથી** શરૂ થતી મરીનડ્રાઇવની પાળ તો આજે મુંબઈગરાઓમાં અત્યંત પ્રિય બની છે. આ પાળ ઠેઠ કોલાબા નજીક જાય

છે. ત્યાંસુધી બેસવાની સુંદર સગવડ છે. સમુદ્રનો ઘૂઘવાટ, ઉછળતાં મોજા અને મોટો સમીર અહીં એકી સાથે મળીને વાતાવરણને આલ્હાદ્દાયક બનાવે છે. સાંજે તો અહીં ખરેખર 'ફરવાની બજાર' જ ખુલી જાય છે!

### મહાલક્ષ્મી

**મ**હાલક્ષ્મી પણ અનેક રીતે આકર્ષક સ્થળ છે. શહેરથી દુર, સમુદ્ર તટ પર આ મંદિર આવેલું છે તેની આસપાસ બીજા અનેક મંદિરો છે. ત્યાં એક તળાવ પણ છે. વાર તહેવાર અને 'રજા'ના દિવસે અહીં લોકોની ઠઠ જામે છે. મંદિર ઉંચાણ પર આવેલું છે. તેની પાછળ સમુદ્રનાં મોજા અથડાય છે. સમીરપાન કરવાની લીજ્જત અનેરી છે.

### નવી ચોપાટી

**અ**હીંથી 'વર્લી સી ફેસ' શરૂ થાય છે. તે ઘણે દુર સુધી જાય છે. તેને 'નવી ચોપાટી' નું નામ અપાયું છે. ઠેઠ દુર સુધી લોકો ફરવા જાય છે.

### 'ભંડારવાડા હીલ'

**મ**ઝગાંવમાં 'ભંડારવાડા' હીલ ને નામે ઓળખાતી એક ઉંચી ભવ્ય ટેકરી આવેલી છે. આ ટેકરી પર વિશાળ મનોહર બગીચો છે. જરા દુર ઉપરના ભાગમાં એક ઉંચી જગ્યા પર શંકરનું નાનકડું મંદિર છે. તળેટીથી તે અતિ આકર્ષક લાગે છે. તળેટીથી થોડી ઉંચાઇએ જી. આઈ. પી. રેલ્વેનું 'રે રોડ'નું સ્ટેશન છે. સામેજ સમુદ્રમાં સહેલ કરતા વહાણો, બંદરોની ધમાલ અહીંથી સ્પષ્ટ જોઇ શકાય છે. નીચે દોડતી ટ્રામો અને ટ્રેનો રમકડાં જેવી લાગે છે. અને માનવીઓ મગતરાંજ ભાસે છે. અહીંની હવા સુંદર છે.

### 'પાલવા'

**એ**પોલો બંદર પર 'ગેટ વે ઑફ ઇન્ડીયા'ની પાસે 'પાલવાની પાળે' પણ માનવીઓની ભારે ઠઠ જામે છે. અહીં વીજળીક લોંચો અને મછવાઓ રૂ. ૦–૨–૦ માં સમુદ્ર સ્વારી અને સમુદ્ર સહેલ કરાવે છે. આ લત્તો મુંબઈનો એક બાદશાહી લત્તો છે. શ્રીમંતાઈની ઘણી ભવ્યતા અહીં દૃષ્ટિએ ચડે છે.

સામે જ તાજમહાલ, મેજેસ્ટીક અને ગ્રીન'ની અંગ્રેજી બાદશાહી હોટલો આવેલી છે. ત્યાંથી નાચગાન અને સંગીતના સૂરો ઉઠે છે, બીજી બાજુથી સમુદ્રદેવ પણ સદા પોતાનું કુદરતી સંગીત અજબ અદાથી ગાતા રહે છે. અહીં સમુદ્ર ભારે ઉછાળા મારતો દેખાય છે.

એપોલો એટલે સૂર્ય–પૂર્વનું બંદર. અહીંથી રાજા, અને રાજકુટુંબના માનવીઓ હિન્દુસ્તાનમાં પગ મૂકે છે. એટલે તેને 'ગેટ વે ઑફ ઇન્ડીયા' કહે છે. અને તેની ત્રણ દરવાજાવાળી ભવ્ય ઇમારત પણ અહીં ખડી કરી છે. તેનું બાંધકામ ઈ. સ. ૧૯૧૩માં શરૂ થયું હતું, અને ઇ. સ. ૧૯૨૪ માં લોર્ડ રીડીંગને હાથે તેની ઉદ્‌ઘાટન ક્રિયા થઈ હતી. સામે ઈ. સ. ૧૯૧૦ થી ૧૯૧૬ સુધીના હિન્દના વાઈસરોય લોર્ડ હાર્ડિંજનું પુતળું છે.

'પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ' થી તે સામેજ દેખાય છે. મ્યુઝિયમથી શરૂ થતા 'એપોલો પીયર રોડ' પરથી ત્યાં જવાય છે.

## જુહુ

**ઘણી** કુદરતી વિશિષ્ઠતાઓ 'જુહુ' ને સાંપડી છે. એટલે રજાને દિને શોખીન મુંબઇગરાઓની ત્યાં ભારે ભીડ જામે છે. મુંબઇથી તે બાર માઇલ દૂર છે, બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેના શાંતાક્રુઝ સ્ટેશનથી ત્યાં જવું વધારે સુગમ પડે છે. શાંતાક્રુઝથી જુહુ દોઢેક માઈલ હશે. સીધી સડક છે. સ્ટેશનથી 'જુહુની 'બસ સરવીસ' પણ ચાલે છે, તે રૂ. ૦–૧–૬ લ્યે છે.

અહીં બે ત્રણ માઈલના વિસ્તારમાં સમુદ્ર કીનારે પહોળો રેતાળ ટુકડો છે આ ટુકડો સહેલાણીઓને અનેરો આનંદ આપે છે, સામે ઝીંકાતો સમુદ્ર, સ્વચ્છ અને સ્વતંત્ર મીઠો સમીર, અને શાંત વાતાવરણ દીલને ડોલાવે છે.

અહીં શ્રીમંતોના સંખ્યાબંધ બંગલા છે, અને સંખ્યાબંધ માનવીઓ જુહુના દરીયામાં ન્હાવાને સદ્‌ભાગ્ય લેખે છે. મુંબઈથી ઘણાં માનવીઓ શાંતિ લેવા અહીં આવે છે, અહીંની હવા વખણાયલી છે.

નારીયેળીના વૃક્ષોની ઘટામાં આવેલી હોટલોમાંથી સમી સાંજે મીઠા સંગીત સરોદો છૂટે છે. એમાંય પૂર્ણિમાની ઉજળી રાત્રી જુહુમાં 'જીવતું સ્વર્ગ' ખડું કરે છે, એકંદરે જાણે 'જુહુ' કુદરતની ગોદમાં બેઠેલું તેનું લાડકવાયું બાળક હોય એમ લાગે છે!

# : મહાનગરી મુંબઇ :




● વિકટોરીયા ગાર્ડન ●

મુંબઇનું મહાન ઉદ્યાન અને વિકટોરીયા મ્યુઝિયમ



● બોરીબંદર ●

બોરીબંદર ટ્રામ સ્ટેશન, ભાટીયા બાગ, વિકટોરીયા ટર્મીનસ અને મ્યુનિસિપાલીટી બીલ્ડીંગ.



# પ્રકાશ
## ની
## ૧૯૪૦
## • • • •ની કલાકૃતિઓ• • • •

# નરસી ભગત

: જેમાં :

વિ. પાગનીસ, દુર્ગા ખોટે, રામ મરાઠે, નિર્મલા, જાંબાઈ,
આધિકર, પાંડે વગેરે

દિગ્દર્શક :—વિજય ભટ્ટ

● આ અપૂર્વ બોલપટ આપ અવશ્ય જોશો ●

આગામી ચિત્રો

માલા : રોમીયો જુલીયેટ,
રાણી

—: પ્રકાશ પીકચર્સ :—

નાં કળામય ચિત્રો જોવાનું અવશ્ય
યાદ રાખશો !

# આનંદ માટેનાં સ્થળો–સાધનો

**આ** ઉપરાંત વિકટોરીયા ગાર્ડન અને કેટલાક સર્કલ ગાર્ડનો અને બીજા નાના નાના બગીચાઓ તેમજ મેદાનો પુષ્કળ છે. ટાઉનહોલ સામે 'એલ્ફીસ્ટન સર્કલ', બોરીબંદર ટ્રામજંકશન સામે 'ભાટીયા બાગ, યુનિવર્સિટી રાજાબાઇ ટાવરના કંમ્પાઉંડનો બગીચો, બેલાર્ડપીયર પર બોટસ્ટેશનનો બગીચો, દાદરમાં પારસી કોલોની, શિવાજી પાર્ક, માટુંગામાં કીંગ્સસર્કલનો બગીચો, ઉપરાંત રાજાબાઈ ટાવર પાછળ મેયો રોડ પરનું મેદાન પણ ફરવા માટે અતિ સુંદર છે.

### બેન્ડસ્ટેન્ડો

ઉપરાંત મ્યુનિસિપાલિટી તરફથી નીચેના બેન્ડસ્ટેન્ડો પર બેન્ડ સંગીતના કાર્યક્રમો રાખવામાં આવે છે.

(૧) ચોપાટી પર મલબારહીલની તળેટીમાં.
(૨) મલબાર હીલ ઉપર 'હેંગીંગ ગાર્ડન'માં.
(૩) મેયો રોડ પર મેદાન સામે.
(૪) વિકટોરીયા ગાર્ડનમાં.
(૫) મઝગાંવમાં 'ભંડારવાડા હીલ'ના ગાર્ડનમાં.
(૬) માટુંગાના છેલ્લા ટ્રામ સ્ટેશન પર કીંગ્સ સર્કલમાં.
(૭) દાદર–પારસી કોલોનીમાં.

### રેડીયો પ્રોગ્રામ

દીલ્હી, લાહોર, મદ્રાસ, લખનૌ, માફક મુંબઈમાં પણ રેડીયો બ્રોડકાસ્ટીંગ સ્ટેશન છે. તે ઈ. સ. ૧૯૨૭ થી શરૂ થયું હતું, અને તે વખતે તેના લાયસન્સવાળા ગ્રાહકો માત્ર ૧૦૦૦ હતા, તે ઈ. સ. ૧૯૩૯ માં ૭૫૦૨૬૧ હતાં. ત્યાંથી હંમેશા વિવિધ પ્રોગ્રામ હવાની પાંખે રેડીયોમાં મોકલવામાં આવે છે. સામાન્ય રીતે સવારના ૭॥ થી ૯॥ અને બપોરે ૧૨ થી ૨, સાંજે ૫ થી ૧૦॥ અને રવિવારને દિને સવારે ૭॥ થી ૩॥ અને ૫ થી ૧૦॥ સુધીનો

ભરચક કાર્યક્રમ હોય છે. તેમાં સંગીત, સંવાદ, હાસ્ય, ચર્ચાઓ, ભાષણો, સમાચારો, વ્યાપારી સમાચારો, ઉપરાંત સ્ત્રીઓ અને બાળકો માટેના કાર્યક્રમો હોય છે. દિનપ્રતિદિન રેડીયોના કાર્યક્રમ ખૂબજ વિવિધતા પકડતા જાય છે. મુંબઈની મોટી હોટલો ગ્રાહકોના મનરંજન માટે રેડીયો રાખે છે.

## નાટક સીનેમા

અને મુંબઇમાં નાટક સીનેમા જોવાની સારી સગવડ છે. મુંબઈનો સીનેમા ઉદ્યોગ છેલ્લા ૨૭ વર્ષથી ફાલ્યોફુલ્યો છે. તે પહેલાં માત્ર અંગ્રેજી ફીલ્મોજ જોવા મળતી. અને તે પણ હાથે ઉભા કરેલા મંડપોમાં. પહેલું સીનેમા થીએટર ઈ. સ. ૧૯૦૫માં એક્ષેસીલીયર બંધાયું. આજે તો સંખ્યાબંધ ફીલ્મ-કંપનીઓ અને થીએટરો મુંબઈમાં છે.

## નાટકના થીએટરો

(૧) પ્રિન્સેસ થીએટર, ભાંગવાડી-કાલબાદેવી રોડ. ટે. નં. ૨૫૨૩૨
(૨) બાલીવાલા ગ્રાન્ડ થીએટર, તારદેવરોડ......ટે. નં. ૪૦૨૫૦
(૩) બોમ્બે થીએટર......પ્લે હાઉસ

## સીનેમાના થીએટરો

| | | |
|---|---|---|
| (૧) | મેજેસ્ટીક સીનેમા, ગીરગામ ચર્નીરોડ પાસે | ટે. નં. ૨૪૨૨૦ |
| (૨) | સેંટ્રલ સીનેમા, ચર્નીરોડ | ટે. નં. ૨૭૭૮૭ |
| (૩) | કૃષ્ણ સીનેમા, ચર્નીરોડ | ટે. નં. ૪૨૩૬૬ |
| (૪) | રોક્ષી ટોકીઝ, ન્યુ ક્વીન્સ રોડ. | ટે. નં. ૨૧૬૬૬ |
| (૫) | રોયલ ઓપેરા હાઉસ, સેન્ડહર્સ્ટ સર્બ્રીજ | ટે. નં. ૨૧૨૦૦ |
| (૬) | ઇમ્પીરીયલ સીનેમા,–લેમિંગ્ટન રોડ | ટે. નં. ૪૧૩૨૩ |
| (૭) | ન્યુ વેસ્ટ એન્ડ સીનેમા, લેમિંગ્ટન રોડ | ટે. નં. ૪૧૨૨૨ |
| (૮) | પાથે સીનેમા, લેમિંગ્ટન રોડ, | ટે. નં. ૪૧૫૬૧ |
| (૯) | મીનરવા થીએટર, લેમિંગ્ટન રોડ | ટે. નં. ૪૧૩૦૪ |
| (૧૦) | લેમિંગ્ટન સીનેમા, લેમિંગ્ટન રોડ | ટે. નં. ૪૧૨૭૦ |
| (૧૧) | સુપર સીનેમા, ગ્રાન્ટરોડ | ટે. નં. ૪૧૧૫૧ |
| (૧૨) | ડાયમંડ ટોકીઝ, ગોળપીઠા | ટે. નં. ૪૦૪૫૫ |
| (૧૩) | નોવેલ્ટી સીનેમા, ગ્રાન્ટરોડ | ટે. નં. ૪૦૧૦૬ |
| (૧૪) | આલ્ફ્રેડ સીનેમા, પ્લે હાઉસ | ટે. નં. ૪૨૪૬૬ |
| (૧૫) | હરીકેન ટોકીઝ, પ્લે હાઉસ | ટે. નં. ૪૦૩૮૧ |
| (૧૬) | નિશાત ટોકીઝ, પ્લે હાઉસ | ટે. નં. ૪૧૩૭૧ |
| (૧૭) | રોયલ સીનેમા, પ્લે હાઉસ | ટે. નં. ૪૦૭૦૫ |
| (૧૮) | રોશન ટોકીઝ, પ્લે હાઉસ | ટે. નં. ૪૭૭૦૬ |
| (૧૯) | સીલ્વર ટોકીઝ, ગોળપીઠા | ટે. નં. ૪૦૫૮૨ |
| (૨૦) | ક્રાઉન ટોકીઝ, ગોળપીઠા | ટે. નં. ૪૨૩૭૯ |
| (૨૧) | ડરબી ટોકીઝ, સેન્ડહર્સ્ટ રોડ સ્ટેશન સામે | ટે. નં. ૪૨૮૩૧ |
| (૨૨) | રેડીયો ટોકીઝ, ક્રાફર્ડ મારકીટ પાછળ | ટે. નં. ૨૬૭૬૫ |
| (૨૩) | રેક્ષ ટોકીઝ, જનરલ પોસ્ટ ઓફિસ પાસે | ટે. નં. ૨૦૨૪૮ |
| (૨૪) | એડવર્ડ સીનેમા, કાલબાદેવી–ધોબીતળાવ પાસે | ટે.નં.૨૨૧૦૯ |
| (૨૫) | એલેકઝાંડ્રા સીનેમા, ભાયખળા | ટે. નં. ૪૧૮૮૨ |
| (૨૬) | ભારતમાતા સીનેમા, પરેલ | ટે. નં. ૬૦૬૭૩ |

(૨૭) હિન્દ માતા સીનેમા, પરેલ ટે. નં. ૬૦૫૪૯
(૨૮) પેલેસ ટોકીઝ, ભાયખલા-રેલ્વે સ્ટેશન ટે. નં. ૪૨૨૩૫
(૨૯) પ્લાઝા ટોકીઝ, દાદર ટે. નં. ૬૪૪૪૪
(૩૦) કોહીનૂર સીનેમા, દાદર ટે. નં. ૬૦૧૬૨
(૩૧) બ્રોડવે ટોકીઝ: ટ્રામ સ્ટેશન-દાદર ટે. નં. ૬૦૮૩૧
(૩૨) ચિત્રા ટોકીઝ: વિન્સેન્ટ રોડ દાદર ટે. નં. ૬૧૨૬૪
(૩૩ એપોલો સીનેમા, દાદર મેઇનરોડ, પરેલ ટે. ન. ૬૦૩૨૦
(૩૪) ન્યુ વિનસ સીનેમા, ભાયખલા ટે. નં. ૪૧૬૬૬
(૩૫) પેરેડાઇસ ટોકીઝ, માહીમ.

**અંગ્રેજી ફીલ્મો માટે**

(૧) મેટ્રો...સીનેમા, ધોબીતળાવ ટે. નં. ૩૧૦૪૫
(૨) કેપીટલ સીનેમા, બોરીબંદર ટે. નં. ૨૬૭૮૯
(૩) ન્યુ એમ્પાયર સીનેમા, એસ્ટીયન રોડ. હોર્નબી રોડ ટે. નં. ૨૦૨૮૬
(૪) એક્ષેલસીયર સીનેમા, રેવલીન સ્ટ્રીટ ટે. નં. ૨૦૨૮૮
(૫) રીગલ સીનેમા, મ્યુઝિયમ સામે- ટે. નં. ૨૨૩૨૩
(૬) ઇરોઝ સીનેમા, ચર્ચગેટ સ્ટેશન સામે ટે. નં. ૨૨૫૧૯

**વિશેષ માહિતી**

ઉપલાં થીએટરોમાં નં. ૧ થી ૯માં તદ્દન નવી ફીલ્મો બતાવવામાં આવે છે. નં. ૧૦ થી ૧૨ ખાસ કરી 'સ્ટંટ પીકચરો' માટેજ 'રીઝર્વ્ડ છે' નં. ૧૩ થી ૩૫ સુધીના થીએટરો પ્રમાણમાં નાનાં છે. તેમાં 'બીજી વખતની' એટલે કે અગાઉ શહેરમાં ચાલી ગયેલી ફીલ્મો બીજી વખત દેખાડવામાં આવે છે. પ્રથમ બે વર્ગના થીએટરોમાં રૂ. ૦-૪-૦થી માંડીને રૂ. ૨-૮-૦ સુધીની ટીકીટો મળે છે. ત્રીજા વર્ગના થીએટરોમાં કેટલાકમાં રૂ. ૦-૩-૦ થી અને કેટલાકમાં રૂ. ૦-૨-૦ થી ટીકીટોના દર શરૂ થાય છે. દરેક થીએટરોમાં સાધારણ રીતે ત્રણ શો હોય છે, પરંતુ શની, રવી, અને રજાના દિવસોએ બપોરે એક વધારાનો શો રાખવામાં આવે છે. દરેકના વખત જુદા જુદા છે.

મુંબઈમાં એકાદ બે નાટક કંપની જ હોય છે. તેમના પોગ્રામ જા. ખ. દ્વારા પ્રસિદ્ધ થતા રહે છે.

# વાહન વ્યવહાર

**મા**ઇલોના વિસ્તારમાં પથરાયલા આ શહેરમાં એક સ્થળેથી બીજે સ્થળે જવા માટે વાહનોની જરૂર પડે છે. એટલે પ્રકાર પ્રકારનાં પુષ્કળ વાહનો અહીં જોવામાં આવે છે. તેમાં ટ્રેન, ટ્રામ, બસ, ટેક્ષી અને વિકટોરીયા મુખ્ય છે.

### લોકલ ટ્રેનો

**શ**હેરમાં બે રેલ્વે કંપનીની ટ્રેનો દોડે છે. એક 'ધી ગ્રેટ ઈન્ડીયા પેનીસુલા રેલ્વે' (જી. આઇ. પી. રેલ્વે) અને બીજી "બોમ્બે બરોડા સેન્ટ્રલ ઈન્ડીયા રેલ્વે" (બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે) બન્નેની લાઈનો જુદી જુદી છે. ઈલેકટ્રીકથી ચાલતી તેની સ્થાનિક ગાડીઓ. લોકલ ટ્રેનો સાધારણ રીતે સવારના ૪ થી રાતના ૧૨॥ વાગ્યા સુધી પોતાના નિયત કરેલા વખત અનુસાર ચાલે છે. તે પરાંઓ સાથે સંકળાયલી છે,

### જી. આઈ. પી. લાઈન

જી. આઈ. પી. ની ટ્રેનો બોરીબંદર સ્ટેશનથી, મસ્જીદ બંદર સેન્ડહર્સ્ટ રોડ, ભાયખલા, ચિંચપોકલી, કરી રોડ, પરેલ, દાદર, માટુંગા, શિવ કુર્લા થઈને ઘાટકોપર, થાણા વટાવી કલ્યાણથી પાછી વળે છે.

### હારબર બ્રાંચ

તેની બીજી હારબર બ્રાન્ચ બોરીબંદરથી મસ્જીદ બંદર, સેન્ડહર્સ્ટ રોડથી એક મોટા પુલ ઉપરથી ડોકયાર્ડ રોડ, રે રોડ, કોટનગ્રીન, શીવરી, ગોવારી, માહીમ, વાંદરા સુધી જાય છે. ગોવારી

થી એક ફાંટો કોળીવાડા સ્ટેશનથી કુર્લા પાસે જી. આઇ. પી. રેલ્વેના મુખ્ય રસ્તાને મળે છે.

**બી. બી. એન્ડ સી. આઈ લાઇન**

બી. બી. એન્ડ સી. આઇ. લાઇન કોટમાં ચર્ચગેટ સ્ટેશનથી, મરીનલાઈન્સ, ચર્ની રોડ, ગ્રાન્ટ રોડ, બોમ્બે સેન્ટ્રલ, મહાલક્ષ્મી, લોઅર પરેલ, એલ્ફીસ્ટન રોડ, દાદર, માટુંગા, માહીમ, વાંદરા, ખાર, શાંતાક્રુઝ, વિલેપાર્લા, અંધેરી થઇને છેક વીરાર સુધી આવજાવ કરે છે.

**નજીકનાં સ્ટેશનો**

જી. આઈ. પી. લાઇનમાં જવા માટે માંડવી લત્તામાં મસ્જીદ બંદર રોડ પર આવેલું મસ્જીદ બંદર સ્ટેશન અનુકુળ પડે છે. અને બી. બી. એન્ડ સી. આઈ. લાઈનમાં જવા માટે પ્રિન્સેસ સ્ટ્રીટથી મરીનલાઈન્સનું અને ગીરગામ ચર્નીરોડ, તેમજ ચોપાટી પરથી "ચર્ની રોડ" નું અને ગ્રાન્ટ રોડ પરથી પુલ નીચે આવેલું "ગ્રાન્ટ રોડ સ્ટેશન અનુકુળ પડે છે.

આ લોકલ ટ્રેનોમાં ટીકીટ ભાડાં અત્યંત હળવાં છે. ટીકીટો સ્ટેશન પરથી જ મળે છે.

**ટ્રામ**

મુંબઈની પ્રજાને આશિર્વાદ સમ થઇ પડેલી વધુમાં વધુ સરળ અને સસ્તી સગવડ ટ્રામની છે. માત્ર ૦-૨-૦ જેવી રકમમાં ટ્રામ આજે એક માનવીને આઠ આઠ માઇલની મુસાફરી કરાવી શકે છે.

મુંબઈમાં પ્રથમ ઘોડાની ટ્રામ ઇ. સ. ૧૮૭૪ માં ૯ મી મે ને દિવસે મેસર્સ લોરેન્સ એન્ડ કંપનીએ શરૂ કરી. કોલાબાથી પાયધુની વચ્ચે પહેલી ટ્રામ દોડી. તે વખતે ગમે ત્યાંથી ગમે ત્યાં ઉતરવા માટે ભાડુ રૂ ૦-૩-૦ હતું. અને તે ઉઘરાવીજ લેવાતું. ૭ મહીના પછી ટીકીટની પ્રથા દાખલ થઈ. તે પછી ઈ. સ. ૧૮૭૮ માં ગીરગામ રોડ પર પોર્ટુગીઝ ચર્ચ સુધી ટ્રામ શરૂ કરવામાં આવી.

અને એ રીતે શહેરમાં ચોતરફ ટ્રામ પ્રસરી. આ ટ્રામ નાના માપની હતી. તેમાં ૨૫ થી ૩૫ માણસો બેસી શકતા. તેને બે અરબી ઘોડાઓ જોડવામાં આવતા. આ પછી દરમાં સુધારો કરી અર્ધો, એક અને દોઢ આનાના ભાવો રખાયા. તે પછી ઈ. સ. ૧૮૯૯ માં તો માત્ર ૦-૧-૦ આનાનો જ ભાવ નક્કી થયો.

પરંતુ આ ટ્રામ કંપની સાથે મ્યુનિસિપાલિટીને કંઈક વાંધો પડતા ઈ. સ. ૧૯૦૫ ના ઓગસ્ટની ૨૨ મી તારીખે આજની "બોમ્બે ઇલેકટ્રીક સપ્લાઈ એન્ડ ટ્રામ કંપની" ને રૂ. ૯૮ લાખ, ૪૯ હજાર અને ૯૯૦ માં કોન્ટ્રાક્ટ અપાયો. આ પછી ઈ સ. ૧૯૦૭, ૭મી મે થી મુંબઈમાં ઇલેકટ્રીક ટ્રામો ફરતી થઈ. આ કંપનીએ થોડા જ વખતમાં ઉત્તમ પ્રગતિ સાધી અને મુંબઈને ખુણે ખુણે ટ્રામો ઓછા દરે ફરતી કરી. આજે તો માળવાળી અને ટ્રેનના સેકન્ડ ક્લાસના જેવી બેઠકો ધરાવતી ટ્રામો શહેરમાં દોડવા માંડી છે.

**કેટલીક માહીતી**

આ ટ્રામો મોટે ભાગે બે ડબાની હોય છે. અને માળવાળી હોય તો એક જ ડબો હોય છે. તેમાં એક બેંચ પર બે માણસો બેસી શકે છે. એ રીતે એક ડબામાં ૪૦-૫૦ માણસો બેસી શકે છે. આગલા ડબામાં જમણા હાથ પરની બીજી-ત્રીજી "સીટો" સ્ત્રીઓ માટે રાખવામાં આવેલી હોય છે. અને એ જાતનું બોર્ડ પણ તેની ઉપરની જગ્યાએ લગાડેલું હોય છે. ટ્રામમાં પાછળના દરવાજા પરથી દાખલ થવાનું હોય છે. અને આગળથી ઉતરવાનું હોય છે. આગલા ડબામાં બીડી પીવાની મનાઈ છે.

ટ્રામની આગળ ટ્રામ ક્યાં જવાની છે. તે લખેલું હોય છે. અને દરવાજા બાજુ એક નાનકડા બોર્ડમાં કયે રસ્તેથી જવાની છે. તે પણ લખેલું હોય છે.

ટ્રામમાં બેઠા પછી, કંડક્ટર ટીકીટ દેવા આવે ત્યારે ટીકીટ લેવી પડે છે. જવાનું સ્થળ ટ્રામને સીધે રસ્તે ન આવતું હોય તો 'ટ્રામ'

હેરફેર કરવાની ટીકીટ પણ મળી શકે છે. ખાસ કરીને 'જંકશન' ની જ બદલીની ટીકીટ મળે છે. આવા જંકશનો પર નામના બોર્ડ પણ માર્યા હોય છે. ઉપરાંત ટ્રામ કંડક્ટર પણ તે નામની બૂમ પાડે છે. ટ્રામ સાધારણ રીતે દરેક બે ફર્લાંગે સ્ટેશન કરે છે. અને તેનો દોડવાનો વેગ વધુમાં વધુ કલાકનો ૨૨ માઇલનો હોય છે.

ટ્રામ સામાન્ય રીતે સવારે ૫–૫ રાતના ૧૦–૧૧ સુધી દોડે છે. કોઇ કોઈ સ્થળે રાત્રે દોઢ અને બે વાગ્યા સુધી પણ દોડે છે.

### ભાડાંના નિયમો

ટ્રામનું ભાડું સામાન્ય રીતે અંતર અને સમયને અનુસરીને રાખવામાં આવ્યું છે. સાધારણ રીતે રૂ. ૦–૧–૦ ગણાય, બહુ દુર હોય તો ૦–૧–૬ હોય છે. કેટલેક ઠેકાણે આખો દિવસ અર્ધો આનો, કેટલેક ઠેકાણે સવારના શરૂઆતથી ૮ વાગ્યા સુધી, ૧૧ થી ૪ વાગ્યા સુધી અને રાત્રીના ૮થી છેવટ સુધી અર્ધું ભાડું લેવામાં આવે છે. ત્રણ વર્ષથી નીચેના બાળકનું ભાડું લેવાતું નથી. બાર વર્ષ સુધીના બાળકનું અર્ધું ભાડું લેવાય છે.

## ટ્રામનું માર્ગદર્શન

### મ્યુઝીયમ—સાસુન ડોક

૦ નંબરની ટ્રામ કોલાબાના મુખ્ય રસ્તા પર થઇને મ્યુઝિયમ અને સાસુનડોક વચ્ચે આવજાવ કરે છે.

### મ્યુઝિયમ–દાદર

૧ નંબરની ટ્રામ મ્યુઝિયમ અને દાદર વચ્ચે, ફ્લોરા ફાઉન્ટન, બોરીબંદર, ધોબીતળાવ, કાલબાદેવી, પાયધુની, ભીંડી બજાર, જે. જે. હોસ્પિટલ, વીકટોરીયા બાગ, પરેલ થઇને આવ-જાવ કરે છે.

૨ નંબરની ટ્રામ સવારે ઉપરને રસ્તે મ્યુઝિયમથી બેલાસીસ રોડ, અને સાંજે ચાર વાગ્યાથી બોરીબંદરથી વિકટોરીયા ગાર્ડન વચ્ચે આવજાવ કરે છે.

*

૪ નંબરની ટ્રામ સવારે મહમદઅલી રોડ પરથી ભીંડી બજાર વટાવી ફોર્ટ મારકીટ અને પરેલ વચ્ચે, તેમજ સાંજે ચાર વાગ્યાથી મ્યુઝિયમથી પરેલ વચ્ચે ફલોરા ફાઉન્ટન, બોરીબંદર, મહમદઅલી રોડને રસ્તેથી ભીંડીબજાર, વિકટોરીયા ગાર્ડન વટાવી આવજાવ કરે છે.

### મ્યુઝિયમ–માટુંગા

૫ નંબરની ટ્રામ મ્યુઝિયમ અને માટુંગાના કીંગસર્કલ વચ્ચે ફલોરા ફાઉન્ટન, બોરીબંદર, ધોબીતલાવ, ગીરગામ રોડ, પ્રાર્થના સમાજ ફોરાસ રોડ, ભાયખલા બ્રીજ, વિકટોરીયા ગાર્ડન વગેરે સ્ટેશનો કરતી આવજાવ કરે છે.

### મ્યુઝિયમ–દાદર

૬ નંબરની ટ્રામ મ્યુઝિયમ–દાદર વચ્ચે બોરીબંદર, ધોબીતલાવ, ગીરગામ રોડ, પ્રાર્થના સમાજ, ફોરાસ રોડ, ભાયખલા, વિકટોરીયા ગાર્ડન થઈને આવજાવ કરે છે.

× × ×

૭ નંબરની ટ્રામ સવારે બોરીબંદર–લાલબાગ વચ્ચે ગીરગામને રસ્તે, અને સાંજે ચાર વાગ્યાથી મ્યુઝિયમ–પરેલ વચ્ચે એજ રસ્તેથી આવજાવ કરે છે.

### ઓપેરા હાઉસ—ફલોરા ફાઉન્ટન

૮ નંબરની ટ્રામ ફલોરા ફાઉન્ટન અને ઓપેરા હાઉસ વચ્ચે મહાત્માગાંધી રોડ અને ગીરગામ રોડ પરથી આવજાવ કરે છે.

### મઝગાંવ–ગોવાલિયા ટેંક

૧૦ નંબરની ટ્રામ મઝગાંવ અને ગોવાલિયા ટેંક વચ્ચે ગ્રાન્ટરોડ, પ્લેહાઉસ, બે ટાંકી, જે. જે. હોસ્પીટલ, વટાવી આવજાવ કરે છે.

**સી. પી. ટેન્ક—જેકબ સર્કલ**

૧૨ નંબરની ટ્રામ સી. પી. ટેન્ક અને જેકબ સર્કલ સાત રસ્તા વચ્ચે નળબજાર, ગોળદેવળ, ડંકન રોડ, રીપન રોડ થઈને આવજાવ કરે છે.

**મ્યુઝિયમ—તાડદેવ**

૧૩ નંબરની ટ્રામ મ્યુઝિયમ અને તાડદેવ વચ્ચે ટાઉન હોલ, બેલાર્ડપીયર ટ્રામ સ્ટેશન, જનરલ પોસ્ટ ઓફીસ, બોરીબંદર, ક્રાફર્ડ મારકીટ, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, પાયધુની, બાપુ ખોટે સ્ટ્રીટ, નળબજાર, ગોલપીઠા, પ્લે હાઉસ વટાવી આવજાવ કરે છે.

**મ્યુઝિયમ—ગોવાલિયાટેંક**

૧૬ નંબરની ટ્રામ મ્યુઝિયમ અને ગોવાલિયા ટેન્ક વચ્ચે ઉપરનેજ રસ્તે પ્લે હાઉસ જઈ ત્યાંથી ગ્રાન્ટરોડ પરથી ગોવાલિયા ટેન્ક જાય છે.

* ઉપરની બન્ને ટ્રામો મ્યુઝિયમ તરફ જતી વખતે પાયધુનીથી નાગદેવી સ્ટ્રીટમાંથી જાય છે.

**બેલાર્ડપીયર—સેન્ડહર્સ્ટ બ્રીજ**

૧૯ નંબરની ટ્રામ બેલાર્ડપીયર અને સેન્ડહર્સ્ટ બ્રીજ-ચોપાટી નજીક, વચ્ચે વાડીબંદર, ડોંગરી સ્ટ્રીટ, ભીંડી બજાર, ગોળદેવળ, ગોલપીઠા, પ્રાર્થના સમાજ, થઈને આવજાવ કરે છે.

**વાડીબંદર—ધોબીતળાવ**

૨૦ નંબરની ટ્રામ વાડીબંદર અને ધોબીતળાવ વચ્ચે ક્રાફર્ડ મારકીટ, કર્નાકબંદર, પ્રિન્સેસ ડાક થઈને આવજાવ કરે છે. સવાર સાંજ માત્ર ડોકયાર્ડ રોડ પરથીજ પાછી વળે છે.

**ટાંકબંદર—સેન્ડહર્સ્ટ બ્રીજ**

૨૧ નંબરની ટ્રામ સેન્ડહર્સ્ટ બ્રીજ અને ટાંકબંદર વચ્ચે પ્રાર્થના સમાજ, ગોળપીઠા, ગોળદેવળ, ભિંડીબજાર, ડોંગરી, રે રોડ થઈને આવજાવ કરે છે.

# ' મોટર બસો '

ઈ. સ. ૧૯૨૬ થી ટ્રામકંપનીએ ટ્રામ કરતાંય વધુ ઝડપથી અને વધુ આરામથી, જ્યાં ટ્રામ જઈ ન શકતી હોય એવા લત્તાઓમાં પણ પહોંચવાની સગવડતા ખાતર 'મોટર બસો' શરૂ કરી છે. ઈ. સ. ૧૯૩૭ થી તો તેનું સ્વરૂપ અત્યંત સુધર્યું છે, અજાણ્યાને જાણીને આશ્ચર્ય થાય એવી હકીકત છે કે 'બેસ્ટ' ની આ લાલ બસોમાં માળાવાળી બસો પણ પુષ્કળ છે.

આ બસમાં ૦–૧–૦ થી માંડીને અંતર પ્રમાણે ૦–૬–૦ સુધીનું ભાડું લેવાય છે. ટ્રામ કરતાં મોંઘુ છે. બાળકો માટે અધીં ટીકીટ નથી.

## * બસનું માર્ગદર્શન *

**A** માર્કાવાળી બસ કોલાબાના છેડે અફઘાન ચર્ચથી માહીમ વચ્ચે કોલાબા, મ્યુઝિયમ, ફ્લોરા ફાઉન્ટન બોરીબંદર, ક્રાફર્ડ મારકીટ, ચકલા સ્ટ્રીટ, મહમદઅલી રોડ, ભીંડી બજાર, જે. જે. હોસ્પિટલ, ભાયખલા બ્રીજ, વિકટોરીયા ગાર્ડન, લાલબાગ, પરેલ, દાદર, જમશેદજી રોડ થઈને આવજાવ કરે છે.

**B** માર્કાવાળી બસ બેલાર્ડપીયર અને તાડદેવ વચ્ચે ટાઉન હોલ, શેરબજાર, ફ્લોરા ફાઉન્ટન, ચર્ચગેટ સ્ટેશન, પ્રિન્સેસ સ્ટ્રીટ, ગીરગામ, ઠાકુરદ્વાર, ઓપેરા હાઉસ, નાનાનો ચોક, વોર્ડન રોડ, બ્રીચ કેન્ડી, જુનું તોપખાનું, મહાલક્ષ્મી થઈને આવજાવ કરે છે. સાંજે કોલાબા પોસ્ટ ઓફીસ અને તાડદેવ વચ્ચે એજ રસ્તે આવજાવ કરે છે.

**C** માર્કાવાળી બસ–કોલાબા પોસ્ટ ઓફીસથી તાડદેવ વચ્ચે મ્યુઝિયમ, ફ્લોરા ફાઉન્ટન, ચર્ચગેટ, બ્રબોર્ન સ્ટેડીયમ, મરીન ડ્રાઈવ, ચોપાટીથી ઉપરનેજ રસ્તે આવજાવ કરે છે.

**D** માર્કાવાળી બસ કોલાબા પોષ્ટ ઓફીસથી વરલીની ચાલી વચ્ચે સાસુન ડોક, મ્યુઝિયમ, ઇમ્પીરીયલ બેંક, ફોર્ટ મારકીટ

બોરીબંદર ક્રાફર્ડ મારકીટ, પ્રિન્સેસ સ્ટ્રીટ, ગીરગામ રોડ, ઠાકુરદ્વાર, ઓપેરા હાઉસ, લેમિંગ્ટન રોડ, સેન્ટ્રલ સ્ટેશન, જેકબ સર્કલ, આર્થર રોડ જેલ, લાલબાગ, કરી રોડ, લોઅર પરેલ, ફર્ગ્યુસન રોડ પરથી આવજાવ કરે છે.

**E** માર્કાવાળી બસ મ્યુઝિયમ અને વાલકેશ્વર વચ્ચે એપોલો સ્ટ્રીટ, શેરબજાર, ચર્ચગેટ સ્ટ્રીટ, ફલોરા ફાઉન્ટન હોર્નબી રોડ, બોરીબંદર, પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ, પાયધુની, ભીંડી બજાર, ગોળદેવળ, ગોલપીઠા, પ્રાર્થના સમાજ, સેન્ડહર્સ્ટ રોડ, સેન્ડહર્સ્ટ બ્રીજ, ચોપાટી થઇ આવજાવ કરે છે.

**F** માર્કાવાળી બસ કોલાબાના ઇલેકટ્રીક હાઉસ થઇને માહીમ વચ્ચે આર્મિસ્ટન રોડ, મેયોરોડનું એન્ડસ્ટેન્ડ, ચર્ચગેટ સ્ટેશન, બોરીબંદર, ક્રાફર્ડ મારકીટ, મહમદઅલી રોડ, જકરીયા મસ્જીદ, ભીંડીબજાર, જે. જે. હોસ્પિટલ, ભાયખલા બ્રીજ, આર્થર રોડ, લોઅર પરેલ, સયાની રોડ પોર્ટુગાલ ચર્ચ, શીવાજી પાર્ક પરથી આવજાવ કરે છે.

**G** માર્કાવાળી બસ મ્યુઝિયમ અને માટુંગા-કીંગ્સસર્કલ વચ્ચે ફલોરા ફાઉન્ટન, મહાત્મા ગાંધી રોડ, ધોબી તળાવ, ગીરગામ, ઠાકુરદ્વાર, પોર્ટુગીઝ ચર્ચ, પ્રાર્થના સમાજ, ફોરાસ રોડ, લેમિંગ્ટન રોડ, બોમ્બે સેન્ટ્રલ, બેલાસીસ રોડ, ભાયખલા બ્રીજ, વિકટોરીયા ગાર્ડન, લાલબાગ, પરેલ, દાદર અને માટુંગા રેલ્વે સ્ટેશનથી આવજાવ કરે છે.

**H** માર્કાવાળી બસ આર. સી. ચર્ચ અને મલબાર હીલ વચ્ચે મ્યુઝિયમ, ફલોરા ફાઉન્ટન, બોરીબંદર. ક્રાફર્ડ માર્કીટ, પ્રિન્સેસ સ્ટ્રીટ, ગીરગાંવ રોડ, ઠાકુરદ્વાર રોડ, સી. પી. ટેન્ક, વિઠલભાઈ પટેલ રોડ, પ્રાર્થના સમાજ, સેન્ડહર્સ્ટ રોડ, સેન્ડહર્સ્ટ બ્રીજ, ચોપાટી, વાલકેશ્વર થઇને આવજાવ કરે છે.



● રાજાબાઈ ટાવર ●



● આર્યનિવાસ લૉજ ●




# મીનરવા મુવીટોનની આગેકુચ

: દિગ્દર્શક : **ભરોસા** શ્રી. સોરાબ મોદી

૧૯૪૦ નું મહાન સામાજીક સર્જન
અદ્‌ભુત સત્કાર વચ્ચે મીનરવા ટોકીઝમાં
ચાલુ છે.

## આગામી ચીત્રો

**ઉલટી ગંગા** તૈયાર થઇ રહ્યાં છે. **સીકંદર**

ડીરેક્ટર : ધાયબર — ડીરેક્ટર : સોરાબ મોદી

તયાર **પાકદામન** થાય છે.

## સ્ટેજ ફીલ્મ કંપનીનું મહાન સર્જન

સોહરાબ મોદી અને મિનરવા મુવીટોન એ બે
નામોએ ચીત્રરસિકોમાં અજોડ નામના મેળવી છે

**I** માર્કાવાળી બસ પરેલ ભોયવાડા વરલી કોળીવાડા વચ્ચે એલ્ફીસ્ટન બ્રીજ, પરેલ ટ્રામ સ્ટેશન, પ્રભાદેવી રોડ, સયાની રોડ થઇને આવજાવ કરે છે.

**J** માર્કાવાળી બસ પ્રભાદેવીથી માહીમ સુધી પોર્ટુગીજ ચર્ચ, દાદર સ્ટેશન, ટીળક બ્રીજ, દાદર ટ્રામ સ્ટેશન, કીંગ્સ સર્કલ થઇને આવજાવ કરે છે.

**K** માર્કાવાળી બસ મ્યુઝિયમ અને શિવરી–કોટનગ્રીન વચ્ચે શેરબજાર, ફલોરા ફાઉન્ટન, બોરીબંદર, પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી પાયધુની, ડુંગરી, નૂરબાગ, ડોકયાર્ડ રોડ, રે રોડ થઇને આવજાવ કરે છે.

**L** માર્કાવાળી બસ મસ્જીદ બંદર અને ભાઉના ધકકા વચ્ચે આવજાવ કરે છે.

**M** માર્કાવાળી બસ ઓપેરા હાઉસથી ભાઉના ધકકા વચ્ચે ગીરગામ પોર્ટુગીઝ ચર્ચ, ઠાકુરદ્વાર, ધોબી તળાવ, કર્નાક રોડ, ક્રાફર્ડ મારકીટ, કર્નાક બ્રીજ, થઇને આવજાવ કરે છે.

બસ અને ટ્રામની ટીકીટો અરસપરસ બદલીથી મળી શકતી નથી.

## વિકટોરીયા

એકાકી અને આરામવાળી સગવડ ખાતર, અને એકી સાથે ત્રણ માણસો માટે 'વિકટોરીયા'ની સગવડ ઉત્તમ કહી શકાય. શહેરભરમાં ઠેર ઠેર તે મળે છે. અને ઠેર ઠેર તેના સ્ટેન્ડો છે. આખા શહેરમાં ૫૦૦૦ કરતાંય વધુ વિકટોરીયા હશે. સામાન્ય રીતે તે એક માઇલ સુધીના અંતરનું રૂ. ૦–૪–૦ ભાડું લ્યે છે.

## 'મોટરટેક્ષીઓ'

આથી પણ 'બાદશાહી સગવડ અને ઝડપ માટે મોટરટેક્ષીઓ ખૂબ ઉપયોગી થઈ પડે છે. તે પણ ઠેર ઠેરથી મળી શકે છે. અગર ટેલીફોન નં. ૪૧૫૩૪ માં ફોન કરવાથી પણ તમારા સ્થળે આવે છે. પરંતુ તેના 'માઇલ મીટર' અનુસાર તેનું ભાડું તેના સ્ટેશનેથીજ શરૂ થાય છે. ટેક્ષીઓ સામાન્ય રીતે માઈ-

લના ૦-૪-૦ પ્રમાણે ભાડું લ્યે છે. રોકાણ થાય એમ હોય તો કલાકના સામાન્ય રીતે રૂ. ૧-૮-૦ ના દરાવથી પણ ટેક્ષીઓ મળે છે. 'માઇલ મીટર'વાળી ટેક્ષીઓ 'મોટર ડ્રાયવર્સ યુનિયન'ની પ્રમાણિત હોય છે, અને B. T. D. લખેલું વાવટા જેવું ચિન્હ તેની આગળ નજરે ચડે છે.

## રેલ્વેની માહીતી

મુંબઈ અને મુંબઈ પરાંઓની હદ વટાવીને બહારના દેશાવરોમાં જવા માટે જી. આઈ. પી. લાઈનની ટ્રેનો 'વિકટોરીયા ટર્મીનસ'થી ઉપડે છે. મુંબઈના મોટા સ્ટેશનો સિવાય બીજા સ્થાનિક સ્ટેશનો પર ઉભી રહેતી નથી.

બી. બી. એન્ડ સી. આઈ લાઇનના બહારના પ્રદેશોમાં જવા માટે 'બોમ્બે સેન્ટ્રલ'થી ટ્રેનો ઉપડે છે. તે પણ નાના સ્થાનિક સ્ટેશનો પર ઉભી રહેતી નથી.

## મેઇલ ટ્રેનો—આવે છે-ઉપડે છે

મુંબઇમાં આખા દિવસમાં નીચે પ્રમાણે ટ્રેનો આવજાવ કરે છે. નીચેના ટાઇમટેબલો દિવસના ચોવીસ કલાકની ગણતરી પર સ્ટાન્ડર્ડ ટાઇમ મુજબ છે.

**બી. બી. એન્ડ સી. આઈ રેલ્વે**

| ટ્રેન | આવે છે | ઉપડે છે |
|---|---|---|
| અમદાવાદ પેસેન્જર | ૫-૩૫ | ૧૩-૫૦ |
| દીલ્હી એક્ષપ્રેસ | ૬- ૦ | ૨૨-૧૫ |
| કાઠિયાવાડ મેઇલ | ૬-૪૫ | ૨૧-૩૦ |
| ગુજરાત મેઇલ | ૭-૨૫ | ૨૨- ૦ |
| ફ્રન્ટીયર મેઇલ | ૮-૧૫ | ૨૧-૧૫ |
| ફ્લાઇંગ રાણી (સુરત માટે) | ૯-૪૮(સોમવારે) | ૧૫-૧૦ શનિવારે |
| ફ્લાઈંગ રાણી (સુરત માટે) | ૧૦-૫૮ ,, સિવાય | ૧૮-૫ ,, સિવાય |

| | | |
|---|---|---|
| અમદાવાદ પેસેન્જર | ૧૪—૧૫ | ૨૨—૩૦ |
| કાઠિયાવાડ એક્ષપ્રેસ | ૧૮—૪૫ | ૮—૪૫ |
| વડોદરા પેસેન્જર | ૨૦—૩૭ | ૯—૨૫ |

**જી. આઈ. પી. રેલ્વે**

| ટ્રેન | આવે છે | ઉપડે છે |
|---|---|---|
| મદ્રાસ મેઈલ | ૬— ૦ | ૨૨—૦ |
| પેશાવર એક્ષપ્રેસ | ૬—૧૫ | ૨૨—૪૫ |
| કલકત્તા મેઈલ (વાયા નાગપુર) | ૯— ૫ | ૧૮— ૫ |
| કલકત્તા મેઈલ (વાયા ચોકી) | ૯—૩૫ | ૨૦—૧૫ |
| મદ્રાસ એક્ષપ્રેસ | ૧૦—૧૫ | ૧૪—૩૦ |
| પુના મેઈલ | ૧૦—૩૦ | ૧૭—૩૦ |
| ડેક્કન ક્વીન | ૧૦—૩૫ (સોમવારેજ) | ૧૭—૧૫ શુક્રવારેજ |
| પંજાબ મેલ | ૧૨—૩૦ | ૧૭—૪૦ |
| નાગપુર એક્ષપ્રેસ | ૧૫— ૦ | ૨૧— ૦ |
| પુના ફાસ્ટ પેસેન્જર | ૧૬—૫૦ | ૧૧—૫૦ |
| પુના એક્ષપ્રેસ | ૧૯—૩૨ | ૮ — ૫ |
| અલ્હાબાદ એક્ષપ્રેસ | ૨૦—૪૦ | ૭ — ૦ |

લોકોની સગવડતાને ખાતર બન્ને કંપનીઓએ પોતાની પારસલ અને ટીકીટ ઓફીસો શહેરમાં નીચેના સ્થળોએ ખોલેલી છે. તે રવિવાર સિવાય હમેશા સવારે ૧૦॥ થી ૬ સુધી ખુલ્લી રહે છે.

**જી. આઇ. પી. રેલ્વેની શહેરની ટીકીટ ઓફીસો**

**તાજમહાલ હોટેલ-એપોલો બંદર** : અહીં ફક્ત ફર્સ્ટ અને સેકન્ડ કલાસની ટીકીટો મળે છે. માત્ર તેમના નોકરો માટે થર્ડ કલાસની ટીકીટોની સગવડ રાખેલી છે.

**પાયધુની બાપુ ખોટે સ્ટ્રીટ** : અહીં ફર્સ્ટ, સેકન્ડ, થર્ડ દરેક વર્ગની ટીકીટો મળે છે અને પારસલ પણ થાય છે.

**સુળજી જેઠા મારકીટ—જુની હનુમાન ગલી ક્રોસલેન :** અહીં દરેક વર્ગની ટીકીટ મળે છે. પારસલ થાય છે.

**બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે શહેરની ટીકીટ ઓફીસો.**

**તાજમહાલ હોટલ:—** માત્ર ફર્સ્ટ સેકન્ડની ટીકીટો મળે છે. તેમના નોકરો માટે થર્ડ કલાસની ટીકીટ મળી શકે છે. અહીં પારસલ થતાં નથી.

**ક્રોફર્ડ મારકીટ:**—અહીં માત્ર પારસલો જ લેવામાં આવે છે.

**કાલબાદેવી—રામવાડી** અહીં દરેક વર્ગની ટીકીટ મળી શકે છે. અહીંથી પારસલ થઇ શકે છે.

## મુખ્ય પોષ્ટ ઓફીસો અને પોષ્ટના નંબરો

મુંબઇ જેવા એક વિરાટ શહેરમાં પોષ્ટ નિયમિત પહોંચાડવા અને પ્રજાની પોષ્ટને લગતી જરૂરીયાતોને પહોંચી વળવા પોષ્ટ ખાતાએ મુંબઇના નીચેના ૨૨ વિભાગો પાડી તે દરેક વિભાગમાં એક એક બ્રાન્ચ ઓફીસો અને સંખ્યાબંધ નાની પોષ્ટ ઓફીસો ખોલેલી છે. બ્રાન્ચ ઓફીસોનું પોષ્ટને લગતા સઘળાં કામકાજ ઉપરાંત ટપાલ પહોંચાડવાનું મુખ્ય કામ છે. નાની ઓફીસો માત્ર સ્ટેમ્પો વેચવાનું, મનીઓર્ડર, વી. પી. રજીસ્ટર લેવાનુંજ કામ કરે છે.

(૧) જનરલ પોષ્ટ ઓફીસ, કોટ (૨) કાલબાદેવી, (૩) માંડવી (૪) ગીરગામ રોડ, (૫) કોલાબા, (૬) મલબારહીલ, (૭) ગ્રાન્ટરોડ, (૮) ભાયખલા, (૯) ઉમરખાડી, (૧૦) મઝગાંવ, (૧૧) જેકબ સર્કલ, (૧૨) પરેલ, (૧૩) ફર્ગ્યુસન રોડ, (૧૪) દાદર, (૧૫) શિવરી, (૧૬) માહીમ, (૧૭) ધારાવી, (૧૮) વર્લી, (૧૯) માટુંગા, (૨૦) વાંદરા, (૨૧) ખાર, (૨૨) શીવ.

### ટેલીફોન

ટેલીફોન દ્વારા શહેરમાં, બહારગામ અને વિદેશમાં વાતચિત થઇ શકે છે. **આજે** મુંબઇ શહેરમાં 'ટેલીફોન' વ્યાપાર ધંધાની

એટલી અગત્યની જરૂરીયાત થઈ પડી છે કે ભાગ્યેજ કોઈ ઓફીસ, પેઢી કે દુકાન તેનાથી ખાલી હશે. તેનું માસિક ભાડું રૂ. ૨૫, ત્રિમાસિક રૂ. ૭૨ાા અને વાર્ષિક રૂ. ૨૮૦ ટેલીફોન કું. લ્યે છે. ઘરના ટેલીફોનનું ભાડું માસિક રૂ. ૧૬, ત્રિમાસિક રૂ. ૪૫, વાર્ષિક રૂા. ૧૮૦ હોય છે. આ ઉપરાંત જાહેર પ્રજાના ઉપયોગ માટે શહેરના મુખ્ય મુખ્ય લત્તે ટેલીફોન બોક્ષ રાખવામાં આવ્યા છે. ત્યાં પેટીમાં ૦—૨—૦ બે આની નાખવાથી પાંચ મીનીટ સુધી એક ઠેકાણે વાતચિત થઈ શકે છે. બહારગામ ટેલીફોન કરવા માટે ખાસ ભાવ હોય છે. તે નીચે પ્રમાણે છે. જેઓને ત્યાં ટેલીફોન છે, તેમને પણ તે ચાર્જ ભરવાનો રહે છે. ત્રણ મિનીટ સુધી વાત કરી શકાય છે. સાષ્ટી તાલુકા સુધી ટેલીફોન કંપની મુંબઈની હદ ગણે છે. એટલે ત્યાં સુધી 'સ્થાનિક'જ ગણાય છે.

અમદાવાદ રૂા. ૩–૬–૦, આકોલા રૂા. ૩–૮–૦, આણંદ રૂા. ૩–૦–૦, મહાબલેશ્વર ૧–૮–૦, માથેરાન ૦–૯–૦, રાજકોટ રૂ. ૩–૪–૦, વડોદરા રૂ. ૨–૧૪–૦, સુરત રૂ. ૨–૨–૦, અલ્હાબાદ રૂ. ૭–૧૪–૦, કલકત્તા રૂા. ૧૦–૦–૦; કાનપુર રૂા. ૭–૧૦–૦, દીલ્હી ૭–૧૨–૦, કરાંચી રૂ. ૬–૦–૦, લાહોર રૂ. ૯–૬–૦, મદ્રાસ રૂ. ૭–૦–૦, સીમલા રૂા. ૯–૬–૦, આ ઉપરાંત, દરેક મોટા શહેરમાં વ-તાઓછા ભાવે ટેલીફોન કરી શકાય છે. રાત્રે ૧૦ થી ૬ અને રવિવાર તેમજ અગત્યના રજાના દિવસે અર્ધા ભાવે ટેલીફોન થઇ શકે છે.

આ ઉપરાંત વિદેશમાં ટેલીફોન કરવાનો વખત બપોરે ૨॥ થી ૬॥ સુધીનો છે. તે જનરલ પોષ્ટ ઓફીસ જેવી બીજી ઓફીસોમાંથી થઇ શકે છે. ત્રણ મીનીટ સુધી એક સ્થળે વાત કરવાનું તેનું લવાજમ આ પ્રમાણે છે. બ્રિટીશ ટાપુઓ માં રૂા. ૮૦ થી ૮૪, સાઉથ આફ્રિકામાં રૂ. ૧૨૦, અને સીલોનમાં કોલંબા રૂ. ૧૧–૧૨–૦ બરમામાં રૂા. ૧૬–૦–૦ બરમામાં સવારે ૧૦॥ થી ૪ સુધી ફોન થઇ શકે છે.

# શહેરી સગવડતાઓ

મુંબઇમાં બ્રીટીશ સરકારની સત્તા છે. તેના તરફથી સર્વ પ્રકારનો વહીવટ ચાલે છે. માત્ર શહેરસુખાકારીને લગતા કાર્યો તેણે પ્રજાને સોંપેલા છે. સરકાર તરફથી તેના મુખ્ય પ્રતિનિધિ તરીકે ગવર્નર કાઉન્સીલની મદદથી કારભાર ચલાવે છે. તેના હાથ નીચે મહેસુલી, ફોજદારી અને વહીવટને લગતા બીજા ખાતાંઓ છે. દરેક ખાતાંઓમાં એક એક વડા અધિકારી છે.

**પોલીસ ખાતું**

પોલીસ ખાતું સુલેહશાંતિ જાળવે છે, પ્રજાની સહીસલામતિનો બોજો તેને શીર છે. પ્રજાના જાનમાલ જોખમમાં ન મૂકાય એ પ્રકારના સર્વ કાયદાઓનો તે અમલ કરે છે. અને ગુન્હેગારોને નશ્યત પહોંચાડાવે છે. પોલીસ ખાતાંના સૌથી વડાને પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ કહે છે. તેમના હાથ નીચે પોલીસ કમિશનર છે. તેની ઓફીસ ક્રાફર્ડ માર્કેટ સામે આવેલી છે. ઉપરાંત વિભાગે વિભાગે પોલીસ થાણાંઓ શહેરભરમાં છે. ત્યાં પોલીસ અમલદારો પણ રહે છે.

**ન્યાય કચેરીઓ**

ફોજદારી ગુન્હો કરનારાઓને પોલીસ કોર્ટોમાં ઉભા કરવામાં આવે છે. સ્મોલકોઝ કોર્ટમાં દીવાની દાવાઓ ચીફ જડજ ચૂકવે છે. હાઇકોર્ટ એ આખા ઇલાકાની વડી ન્યાય કચેરી છે, તે કોર્ટમાં ફ્લોરા ફાઉન્ટન સામે આવેલી છે, મેદાનની પોલીસ કોર્ટ કુશોક રોડ પર ધોબીતળાવ સામે આવેલી છે તેમાં ત્રીજે માળે ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અને પહેલે માળે ત્રીજા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ

બેસે છે. ગીરગામની પોલીસ કોર્ટ ચર્ની રોડ પર હરકીસનદાસ હોસ્પિટલ સામે આવેલી છે, તેમાં ચોથા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ બેસે છે. મઝગાંવની પોલીસ કોર્ટ ભાયખલા બ્રીજથી મઝગાંવ જવાના રસ્તે છે. તેમાં પહેલે માળે બીજા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અને ભોંયતળીયે છઠા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ બેસે છે. જુગારના કેસો માટે ખાસ માજીસ્ટ્રેટ બેસે છે. દાદર પોલીસ કોર્ટ પરેલ ભોયવાડામાંના ન્યાયમંદિરમાં પાંચમા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ બેસે છે. અહીં પણ જુગારના કેસો માટેના માજીસ્ટ્રેટ બેસે છે.

### મ્યુનિસિપાલિટીની કાર્યવાહી

મ્યુનિસિપાલિટી શહેરની સફાઈ અને સગવડોની ફરજ અત્યંત સુંદર રીતે બજાવે છે.

### સડકો અને બત્તી

મ્યુનિસિપાલિટીએ શહેરભરમાં બંધાવેલી સડકોની લંબાઇનો સરવાળો ૨૫૦ માઇલ ઉપરાંતનો થાય છે. અને તેના પરની બત્તીઓ ૮૩૭૩ કરતાંય વધુ છે. તેમાં ૭૦૮૩ ગેસની, ૧૪૨૦ વીજળીની, ૧૫૦ તેલની અને ૨૦ માટીના તેલની છે. તેની પાછળ મ્યુનિસિપાલિટી દર વર્ષે દસ લાખ રૂપિયા ખર્ચે છે. આ ઇલેકટ્રીક તાતા કંપની મહારાષ્ટ્રના ખાપોલી ગામમાં ઉત્પન્ન કરે છે. અને ધારાવીમાં તેનું ' પાવર હાઉસ ' છે. શહેરભરમાં 'બોમ્બે ઇલિકટ્રીક સપ્લાઈ એન્ડ ટ્રામ કંપની' પુરી પાડે છે.

### પાણીના નળ

પાંણી માટે તો મ્યુનિસિપાલિટીએ ભારે પુરૂષાર્થ ખેડયો છે. મુંબઇમાં પાણી પુરૂં પાડવા માટે દૂર દૂર કરોડો રૂપિયા ખર્ચી તળાવો બાંધવામાં આવ્યા છે. ત્યાંથી મશીનથી પાણી ગાળી સ્વચ્છ કરી નળ વાટે મુંબઇના માળે માળામાં પહોંચાડવામાં આવે છે. મ્યુનિસિપાલિટીએ પોતે સાર્વજનિક ઉપયોગ માટે ૨૦૦ જેટલા નળના 'જલસ્થળો' શહેરમાં ઠેર ઠેર ઉભા કરેલા છે.

### બંબાખાના

આગના અકસ્માતથી શહેરના મકાનોને બચાવવા માટે શહેરભરમાં દરેક વિભાગમાં મ્યુનિસિપાલિટીએ 'બંબાખાના' રાખેલા છે. તે ચોવીસે કલાકની સેવા આપવા તૈયાર રહે છે. ઠેર ઠેર આ બંબાઓ બોલાવવા માટે કાચની પેટીઓ રાખેલી છે.

### શિક્ષણ

પ્રાથમિક શિક્ષણની સર્વ જવાબદારી મ્યુનિસિપાલિટી ઉઠાવે છે. ગુજરાતી, મરાઠી, હિન્દી, ઉર્દુ અને તામીલ ભાષાની મળીને લગભગ ૩૮૦ જેટલી શાળાઓ મ્યુનિસિપાલિટી તરફથી ચાલે છે. તેમાં ગુજરાતી–શાળા અને કન્યાશાળાઓ ૭૮, મરાઠી શાળા–અને કન્યાશાળાઓ ૧૬૨, ઉર્દુ શાળા અને કન્યાશાળાઓ ૧૦૮ અને

તેલુગુ શાળા અને કન્યાશાળાઓ ૯ ઉપરાંત રાત્રીશાળાઓ વગેરે છે. અને સંખ્યાબંધ ખાનગી શાળાઓને મ્યુનિસિપાલિટી તરફથી ગ્રાન્ટ અપાય છે.

માધ્યમિક અને ઉચ્ચ અંગ્રેજી શિક્ષણ માટે કેટલીક સરકારી અને ખાનગી હાઈસ્કુલો છે.

**ઉચ્ચ શિક્ષણ**

ઉચ્ચ શિક્ષણ માટે અહીં ઘણી કોલેજો છે. તેમાં એલ્ફીસ્ટન કોલેજ, સેંટ ઝેવીયર કોલેજ, અને વિલ્સન કોલેજ મુખ્ય છે. ઉપરાંત માટુંગામાં ખાલસા કોલેજ અને રૂઇયા કોલેજ છે. ડોકટરી લાઇનના અભ્યાસ માટે 'ધી નેશનલ અને ગ્રાન્ડ મેડીકલ કોલેજ, ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કોલેજ છે. તેમાંથી પસાર થયેલાઓને ડૉકટર તરીકેની ડીગ્રી પ્રાપ્ત થાય છે. વેટર્નરી કોલેજમાં પ્રાણીશાસ્ત્રનું શિક્ષણ આપવામાં આવે છે. તેમાંથી પસાર થનારા પશુઓના ડાક્ટર બને છે. સીડન હામ અને દાવર્સ કોમર્શિયલ કોલેજમાં વ્યાપારને લગતું ઉચ્ચ શિક્ષણ આપવામાં આવે છે. તેમાંથી પસાર થનારાઓને વ્યાપારી ડીગ્રી મળે છે. રોયલ ઇન્સ્ટુટયુટ ઓફ સાયન્સમાં વિજ્ઞાનશાસ્ત્રનું ઉચ્ચ જ્ઞાન અપાય છે. વિકટોરીયા ટેકનીકલ ઇન્સ્યુટયુટમાં ઔદ્યોગિક કેળવણી અપાય છે. 'લૉ કોલેજમાં વકીલાતનું શિક્ષણ આપવામાં આવે છે. ત્યાંથી પસાર થનારને વકીલની ડીગ્રી પ્રાપ્ત થાય છે. સર જે. જે. સ્કુલ ઓફ આર્ટમાં ચિત્રકળાનું ઉચ્ચ જ્ઞાન અપાય છે.

આ ઉપરાંત શહેરમાં સંસ્થાઓ તરફથી ચાલતી વિવિધ શિક્ષણની શાળાઓ, મહીલા વિદ્યાલયો અને વ્યાયામશાળાઓ પુષ્કળ છે.

**આરોગ્ય માટે બંદોબસ્ત**

પ્રજાના આરોગ્ય માટે મ્યુનિસિપાલિટી ખાસ કાળજી રાખે છે. શહેરનું બધું ગંદુ પાણી ગટરદ્વારા વલીર્ની ખાડીમાં ઠલવાય

છે. શહેરનો બધો કચરો મહાલક્ષ્મી સ્ટેશન આગળ એકઠો કરી થાણા જીલ્લાના ચેંબુર ગામે પહોંચાડાય છે. ઉપરાંત આરોગ્ય માટે પ્રજાએ કેટલાક ખાસ નિયમો પાળવા પડે છે. શહેરભરમાં ઠેર ઠેર મ્યુનિસિપાલિટીએ સંડાસો અને પેશાબખાનાઓ બંધાવ્યા છે, તે સ્વચ્છ રહે તે માટેની વ્યવસ્થા અતિ સુંદર છે.

## 'ઈમ્પ્રુવમેંટ ટ્રસ્ટ'

ઇ. સ. ૧૮૯૮ માં શહેરમાં ભારે પ્લેગ ફાટી નીકળ્યો હતો. તે વખતે સરકારે શહેરની સુધારણા કરવા 'સીટી ઓફ બોમ્બે ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટ'ની સ્થાપના કરી હતી. તેનું કર્તવ્ય વસ્તીની ઘીચતા ઓછી કરવાનું, મકાનોની સ્વચ્છતા જાળવવાનું, અને શુદ્ધ હવા માટે પ્રયત્ન કરવાનું હતું. એ ખાતર તેણે તંદુરસ્તીને હાનીકર્તા એવા ૩૩૬૫૩ મકાનો પડાવી નાખ્યા, નવી જમીન તૈયાર કરી, ૧૧૭૦૦ વૃક્ષ અને ફુલઝાડો રોપ્યા. પરિણામે ઇ. સ. ૧૮૯૭ માં હજારે ૫૮ મૃત્યુ સંખ્યા હતી, તે ઈ. સ. ૧૯૩૦ માં ઘટીને ૨૧ ની થઇ હતી. ઈ. સ. ૧૯૩૩ અકટોબર માસથી સરકારે આ ખાતું મ્યુનિસિપાલીટીને સોંપેલું છે.

## મુખ્ય હોસ્પિટલો

ઉપરાંત નીચેની મુખ્ય હોસ્પીટલો શહેરમાં છે.

| | ટે. નં. |
|---|---|
| જે. જે. હોસ્પિટલ, પરેલ રોડ. | ૪૧૦૦૪ |
| કીંગ એડવર્ડ હોસ્પિટલ. પરેલ. | ૬૦૬૫૭ |
| ગોકલદાસ તેજપાલ હોસ્પિટલ, કર્નાકરોડ. | ૨૦૫૯૦ |
| સેંટ જ્યોર્જ હોસ્પિટલ, ફ્રીયર રોડ. | ૨૦૦૮૬ |
| સર હરકીસનદાસ હોસ્પિટલ, ચર્નીરોડ. | ૪૦૭૧૦ |
| મરાઠા પ્લેગ હોસ્પિટલ, કોનોટ રોડ, ભાયખલા, | ૪૦૯૪૮ |
| યમુનાબાઈ નાયર હોસ્પિટલ, લેમિંગ્ટન રોડ. | ૪૨૫૪૫ |
| કોંગ્રેસ હોસ્પિટલ, ખેતવાડી. | ૪૧૧૬૮ |

સીટીફિવર (ચેપી રોગ) હોસ્પિટલ, આર્થર રોડ. ૪૧૨૪૨

કામા હોસ્પિટલ, ફ્રુશાંકરોડ. ૨૦૪૨૩

ભાટિયા જનરલ હોસ્પિટલ, તાડદેવ. ૪૨૩૦૩

જે. જે. હોસ્પિટલ બાંધવા માટે એક પારસી ગૃહસ્થ જમશેદજી જીજીભાઈ બાટલીવાળાએ રૂા. ૧૭૦૦૦૦ આપ્યા હતા. તેમાં સરકારે ૩૦૦૦૦ ભેળવી બે લાખને ખર્ચે હોસ્પિટલ બાંધી હતી. તેમાં ૬૦૦ દર્દીઓ સારવાર લઇ શકે છે. ૩૫ હજાર રૂપિયાની કીંમતનું એક યંત્ર છે. જેથી આખા શરીરના અંદરના ભાગની હીલચાલ સ્પષ્ટ જોઇ શકાય છે.

આ ઉપરાંત નાની મોટી પુષ્કળ હોસ્પિટલો, અને ધર્માદા દવાખાનાઓ અને સુવાવડખાનાઓ છે.

## ૦ કેટલાંક અગત્યના સ્થળો ૦

### પુસ્તકાલયો–વાંચનાલયો

વર્તમાનપત્રો, સામયિકો અને પુસ્તકોના વાંચન માટે શહેરભરમાં સંખ્યાબંધ લાયબ્રેરીઓ છે. તેમાંથી ગુજરાતી, વાંચકો સરળતાથી લાભ લઇ શકે, એવી ફ્રી લાયબ્રેરીઓ નીચેની મુખ્ય છે.

( ૧ ) ધી પીપલ્સ ફ્રી રીડીંગ રૂમ એન્ડ લાયબ્રેરી
હોર્નબી રોડ, ધોબી તલાવ અને દાદર

( ૨ ) પાર્વતિબાઇ હિન્દુ લાયબ્રેરી, મસ્જીદ બંદર રોડ

( ૩ ) રણછોડદાસ લોટવાળા લાયબ્રેરી, આર્યભુવન, સેન્ડહર્સ્ટ રોડ.

( ૪ ) ભગવાનદાસ નરોત્તમદાસ વાંચનાલય, પ્રાર્થના સમાજ

( ૫ ) વેંકટેશ્વર પુસ્તકાલય, કોટન હોલ સામે, કાલબાદેવી

( ૬ ) મુની રામવિજયજી જૈન લાયબ્રેરી, માધવબાગ

# લેમિંગ્ટન

લેમિંગ્ટન રોડ

મહાનગરી

## મુંબઈ

નું એવું સ્થાન જ્યાં

## મનરંજન

અને આનંદની
શોધમાં ફરતાં સૌ
આવી પહોંચે છે.




જ્યાં 'વાડીયા મુવિટોન'ના
બેનમુન ચિત્રો રજુ થાય છે.

# લેમિંગ્ટન

લેમિંગ્ટન રોડ

આ ઉપરાંત મ્યુનિસિપાલિટી તરફથી અને સખી ગૃહસ્થો તેમજ સંસ્થાઓ તરફથી ચાલતી નાની નાની લાયબ્રેરીઓ પુષ્કળ છે.

**વ્યાખ્યાન ખંડો**

નીચેના મુખ્ય વ્યાખ્યાન ખંડોમાં વારંવાર સભાઓ, સંમેલનો યોજાતા રહે છે.

( ૧ ) સર કાવસજી જહાંગીર વ્યાખ્યાન હોલ, મ્યુઝિયમ સામે.
( ૨ ) હીરાબાગ વ્યાખ્યાન હોલ, સી. પી. ટેન્ક.
( ૩ ) માધવબાગ, સી. પી. ટેન્ક.
( ૪ ) વનીતા વિશ્રામ બગીચો અને વ્યાખ્યાન હોલ, પ્રાર્થના સમાજ.
( ૫ ) મારવાડી વિદ્યાલય. વ્યાખ્યાન હોલ સેન્ડહર્સ્ટ રોડ.
( ૬ ) બ્લેવટસ્કી લોજ, ફ્રેંચ બ્રીજ—ઓપેરા હાઉસ.
( ૭ ) સર ફરામજી કાવસજી હોલ—ધોબી તલાવ
( ૮ ) જીન્ના હોલ- કોંગ્રેસ હાઉસ

આ ઉપરાંત બીજા ઘણાં છે.

## હિન્દુ ધર્મશાળાઓ

**હીરાબાગ ધર્મશાળા**

સી. પી, ટેન્ક પર ત્રણ ધર્મશાળાઓ આવેલી છે. તેમાં હીરાબાગની ધર્મશાળા એક લાખ અને પચીસ હજારના ખર્ચે તૈયાર થઈ છે. ત્યાં ઉતરવા માટે એક રૂમના પાંચ રૂપિયા ડીપોઝીટ મૂકવા પડે છે. અને આઠ દિવસ સુધી રહી શકાય છે. ડીપોઝીટમાંથી બત્તી, વાસણ અને સાધનોનું ભાડું નિયમ મુજબ અઠવાડીયાના પા, અર્ધો અને એક આના સુધી કપાય છે.

**મૂળજીભાઈ માધવદાસ ધર્મશાળા**

માધવબાગ સામે શેઠ મૂળજીભાઈ માધવદાસના સ્મારક તરીકે આ ધર્મશાળા બાંધવામાં આવી હતી. તેમાં રૂ. ૫૭ હજાર ખર્ચ

થયું હતું. તેમાં ૨૦-૨૨ રૂમો છે, અહીં પણ પાંચ રૂપીયા ડીપોઝીટ ભરવા પડે છે. અને આઠ દિવસ રહી શકાય છે.

### ગુરમુખરાય સુખાનંદ જૈન ધર્મશાળા

આ ધર્મશાળા સૌથી મોટી છે, તેમાં પાંચ લાખ રૂપિયા ખર્ચ થયું હતું. જુદી જુદી રૂમો માટે રૂ. ૫ અને રૂ ૨) ડીપોઝીટ મુકવા પડે છે વાસણ, બીછાનું, વગેરે દરેકનું એક દિવસનું એક આના સુધીનું ભાડું લેવાય છે.

અહીં પણ અઠવાડિયું રહીં શકાય છે.

## ધર્મસ્થાનો

મુંબઈ શહેરમાં દેશપરદેશનાં માનવીઓ આવી વસ્યા છે. તેમાં અનેક ધર્મી પ્રજા છે. અને મુખ્ય હિંદુ, મુસ્લિમ, પારસી, અને ખ્રીસ્તી છે. તેમનાં સંખ્યાબંધ ધર્મસ્થાનકો શહેરમાં છે.

### હિંદુ

હિન્દુ મંદિરો શહેરભરમાં લગભગ ૪૦૦ થી વધુ છે. તેમાં માત્ર ૪૦ તો ભૂલેશ્વરમાં છે. વાલકેશ્વર, બાબુલનાથ. મહાલક્ષ્મી અને મુંબાદેવીના મંદિરો અગત્યના છે.

મુંબાદેવી પાયધુની પર ઇ. સ. ૧૭૩૭ માં ખસેડાયું. વાલકેશ્વરના મંદિરની ઇમારત ઇ. સ. ૧૭૧૭ માં બંધાઇ હતી, ચોપાટી પાસે મલબારહીલની તળેટીમાં છુપાયલા બાબુનાથના મંદિરની પ્રથમ ઇમારત ઈ. સ. ૧૭૮૦ માં બંધાઇ હતી. મહાલક્ષ્મીનું મંદિર પણ જુના સમયનું છે.

### મુસ્લિમ

મુંબઈમાં ઈસ્લામ ધર્મીઓની મસ્જીદો લગભગ ૧૦૦ જેટલી છે. તેમાં માહીમની મસ્જીદ ૧૪૩૧ પહેલાંની છે. જુમામસ્જીદ પણ

અતિ જુની છે. તેની પહેલી સ્થાપના ડુંગરીમાં થઈ હતી. ત્યાંથી ઈ. સ. ૧૫૫૦ માં આજના બોરીબંદર નજીક લાવવામાં આવી હતી, ત્યાંથી ઈ. સ. ૧૮૦૨ માં એક જુના સમયના તળાવ પર આજની જગ્યાએ બાંધવામાં આવી હતી.

### પારસી

પારસીઓની અગિયારીઓમાં કોટમાં એક અગિયારી ઈ. સ. ૧૭૩૦ ની છે. દાદી શેઠ અગિયારી લેનમાં આવેલી બહેરામની અગિયારી ઈ. સ. ૧૭૮૩ માં બાંધવામાં આવી હતી.

### ખ્રીસ્તી

ખ્રીસ્તીઓનું જુનામાં જુનું ચર્ચ ચર્ચગેટ સ્ટ્રીટની શરૂઆતમાં આવેલુ સેંટ થોમસનું છે. તે ખ્રીસ્તીઓએ અહીં આવીને પહેલ વહેલાં પંદરમી સદીમાં સ્થાપ્યું હતું.

### સ્મશાનભૂમિઓ

હિંદુઓની સ્મશાનભૂમિ ન્યુ કવીન્સ રોડ ઉપર મરીન ડ્રાઇવ સામે વિશાળ જગ્યા રોકી છે. મુંબઈ શહેરમાં આ સ્મશાન-ભૂમિ મોટામાં મોટી છે. તે નાનાશંકરની વાડી કહેવાય છે. કેમકે એક વેળાના મુંબઈના નગરશેઠ નાનાશંકરે તે જગ્યા સ્મશાનભૂમિ માટે ભેટ કરી હતી.

પરંતુ આવા મોટા માઇલોમાં પથરાયલા શહેરમાં એ એક સ્મશાનભૂમિ પુરી પડે નહિ એ સ્વાભાવિક હોવાથી જુદે જુદે સ્થળે હિંદુઓ શબને અગ્નિદાહ દે છે.

મુસ્લિમોનું મુખ્ય કબ્રસ્તાન પણ તેની નજીકમાં આવેલું છે.

પારસીઓના દખમાં શહેરમાં ઠેર ઠેર છે. એક પ્રસિદ્ધ દખમું મલબારહીલ ઉપર "ટાવર્સ ઓફ સાઇલન્સ" ને નામે જગપ્રસિદ્ધ છે તેમાં મડદાં રાખવાની વ્યવસ્થા વગેરે બધું જોવા જેવું છે.

# બંદર વિભાગ

મુંબઇનું બારૂં તો આખા એશિયા–ખંડનું ઉત્તમમાં ઉત્તમ બારૂં છે. તેની લંબાઈ લગભગ ૧૪ માઇલ અને પહોળાઈ ૬ માઇલની છે. બારૂં કુદરતી રીતે જ ખૂબ અનુકુળ છે. તેમાં બારે મહીના વહાણો અને આગબોટો સુરક્ષિત રહે છે. તેના સંખ્યાબંધ વિભાગ પાડેલા છે.

## પ્રિન્સેસ ડોક

ઈ. સ. ૧૮૮૦ પહેલાં માત્ર એક "ડોક" હતી. ઈ. સ. ૧૮૭૫ માં મહુંમ સાતમા એડવર્ડના આગમન પ્રસંગે તેમને હાથે 'પ્રિન્સેસ ડોક' નો પાયો નંખાયો, પ્રિન્સેસ ડોક ઉત્તમમાં ઉત્તમ ડોક છે, તેની લંબાઇ ૧૪૬૦ ફૂટની છે. અને પહોળાઈ ૧૦૦૦ ફુટની છે. તેને બાંધતા રૂ. ૬૧૭૪૩૩૬૭ ખર્ચ થયું હતું. તેમાં વિશાળ એવા ઘણા ધક્કા છે. અને એકી સાથે ૩૦ આગબોટો ઉભી રહી શકે એવી આલી-શાન સગવડ છે. આ બારાને મજબુત નાકાબંધી કરી છે, એક ઝુલતા પુલ દ્વારા તેને આડ કરેલી છે. એ પુલ યંત્રો વતી ઉઠાવી લેવામાં આવે ત્યારે જ કોઈ પણ સ્ટીમર બારામાં પ્રવેશ કરી શકે છે અને ત્યારે જ બારૂં છોડી શકે છે.

ભાઉના ધક્કા પરથી કાઠીઆવાડ અને કોકણમાં જવાની આગબોટ મળે છે

## વિકટોરીયા ડોક

ઇ. સ. ૧૮૮૮ માં આ 'ડોક' બાંધવામાં આવી હતી. તેમાં ૨૦ આગબોટ એકી સાથે ઉભી રહી શકે છે. તેને બાંધતા ૩૦ લાખ રૂપિયા ખર્ચ થયો હતો.

આ બન્ને ડોકમાંથી કરાંચી, કચ્છ, કારવાર માં જવા માટે સ્ટીમરો મળે છે.

## એલેકઝાંડ્રા ડોક

ઈ. સ. ૧૯૦૫ માં મહુંમ શહેનશાહ પાંચમા જ્યોર્જની હિંદની મુલાકાત વખતે તેમના હાથે આ 'ડોક' નો પાયો નાંખવામાં

આવ્યો હતો. અને ઇ. સ. ૧૯૧૪ માં એ વખતના વાઇસરોય લોર્ડ હાર્ડિંજને હાથે ઉદ્‌ઘાટન ક્રિયા થઈ હતી, તે ૧૫૦૦ ફુટની પહોળી છે. તેમાં બેલાર્ડપીયરનું સ્ટેશન છે. ત્યાંથી ઈંગ્લાંડ અને યુરોપના દેશોમાં જવા માટેની સ્ટીમરો મળે છે. અહીં ચાર પ્લેટફોર્મ-વાળું એક રેલ્વે સ્ટેશન છે, ત્યાંથી 'પેશાવર મેલ' ઉપડે છે.

### સાસુન ડૉક

આ ડૉક કોલાબામાં આવેલો છે. ત્યાંથી માલ ચડઉતર થાય છે.

### દીવાદાંડીઓ

મુંબઈના બારામાં કોલાબાની દીવાદાંડી કાંઠાથી સવા માઈલના અંતર પર છે. તે સમુદ્રની સપાટીથી ૧૪૬ ફુટ ઉંચી છે. અને ૧૭ માઈલ દુરથી તેનો પ્રકાશ દેખાય છે. તેની બાંધણી ભવ્ય છે. તેમાં આઠ તો જુદા જુદા ઓરડાઓ છે. તેમાં તેના રક્ષકો રહે છે. ઉપર આઠ ખુણાવાળી બત્તી છે. આ દીવાદાંડી બાંધતા રૂ ૬૨૦૨૫૫ નું ખર્ચ થયું હતું.

મુંબઈથી ૧૧ માઈલ દૂર કેનેરી ટાપુમાં કેનેરી દીવાદાંડી છે. તે સમુદ્રની સપાટીથી ૧૫૪ ફુટ ઉંચી છે. અને ૧૮ માઈલ દૂરથી તેનો પ્રકાશ દેખાય છે.

બારાં જોવા માટે કોટમાં બેલાર્ડપીયરથી અને માંડવી વિભાગમાંથી તેમજ કર્નાકરોડથી પ્રિન્સેસ ડૉક, વિકટોરીયા ડૉક એલેકઝાંડ્રા ડૉકમાં જવાય છે.

### 'બોમ્બે પોર્ટ ટ્રસ્ટ'

આ બંદરની જાળવણી અને વ્યવસ્થા માટે 'પોર્ટ ટ્રસ્ટ' રચાયલું છે. તે તેનો સઘળો વહીવટ કરે છે. તેના ૨૧ સભ્યો છે તેમાં ૮ સરકારે નીમેલા ઉપરાંત ૧ મજદુર સંઘનો, ૫ 'બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સ'ના, ૨ મ્યુનિસિપાલિટીના, ૧ માલમાલિક મંડળના પ્રતિનિધિઓ હોય છે. તેના પ્રમુખ સરકાર નીમે છે, અને તે પગારદાર હોય છે.

# ગવર્મેન્ટ ઓફીસો

સેક્રેટરીએટ, હોપ રોડ, મહાત્માગાંધી રોડ, કોટ
કલેકટર ઑફીસ, ઓલ્ડ કસ્ટમ હાઉસ, કોટ
કસ્ટમ ઑફીસ, ન્યુ કસ્ટમ હાઉસ, બેલાર્ડપીયર
પોર્ટ ટ્રસ્ટ ઑફીસ, બેલાર્ડપીયર રોડ, કોટ
પબ્લીક વર્ક ડીપાર્ટમેન્ટ ફલોરા ફાઉન્ટન ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ,
ઇન્કમટેક્ષ ઑફીસ, સેન્ટ્રલ ગવર્મેન્ટ બીલ્ડીંગ, ન્યુ ક્વીન્સ રોડ, મુંબઈ
એકાઉન્ટટ જનરલ, સેક્રેટરીએટ, કોટ
બોમ્બે બોર્ડ ઓફ ફીલ્મ સેન્સર, સેક્રેટરીએટ. કોટ
લેબર ડીપાર્ટમેન્ટ, સેક્રેટરીએટ, હોપ, રોડ કોટ,
ફેક્ટરી ઇન્સ્પેકટર, સેક્રેટરીએટ, કોટ
બોમ્બે સીટી સર્વે એન્ડ લેન્ડ રેકોર્ડ, ઓલ્ડ કસ્ટમ હાઉસ,
ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ ઑફીસ. મહાત્મા ગાંધી રોડ કોટ,
કાઉન્સીલ હૉલ, મ્યુઝિયમ સામે, કોટ.
પાસપોર્ટ ઑફીસ, સેક્રેટરીએટ,

# ઉદ્યોગ અને વ્યાપારીબજારો

**વ્યાપાર** ઉદ્યોગના ધીખતા ધામ સમા આ શહેરમાં જાત જાતના ઉદ્યોગો અને વ્યાપાર ચાલે છે. શહેરભરમાં સંખ્યાબંધ કારખાનાઓ અને વિવિધ ખાસ બજારો આવેલી છે.

મુંબઇનો મીલ ઉદ્યોગ અતિશય પાંગરેલો છે. સુતરાઉ કાપડની લગભગ ૮૫ મીલો છે. ૩ રેશમી કાપડ અને ૨ ગરમ કાપડની મીલો પણ છે. મીલ વીસ્તાર વિકટોરીયા ગાર્ડન અને દાદર વચ્ચેના લત્તામાંજ સમાયેલો છે. આ જુદી જુદી મીલોમાં લગભગ દોઢ લાખ મજદુરો પરસેવો પાડે છે.

ઉપરાંત તેલ અને સાબુના કારખાનાઓ પણ શહેરમાં પુષ્કળ છે. તેમાં લગભગ ૧૬૦૦ મજદુરો કામ કરે છે. સીગારેટ, માચીસ, કાચ અને રબ્બરના બુટના કારખાના છે. બુટ બનાવવાનું કારખાનું જોગેશ્વરીમાં આવેલું છે.

તાળાઓ, ટ્રંકો અને કટલેરી સામાનના કારખાના પણ અહીં પુષ્કળ છે .તેમાં ૮૫૦૦ જેટલા મજદુરો કામ કરે છે. સેફ્ટી રેઝરનુ એક કારખાનું પણ છે.

લોટ પીસવાની ૬૦૦ જેટલી મીલો છે. અહીંથી દળેલો લોટ પરદેશ ચડે છે.

ઉપરાંત રેલ્વે વર્કશોપ, ટ્રામ વર્કશોપ અને ડોકયાર્ડમાં મળીને લગભગ ૧૨૦૦૦ જેટલા મજકુરો લોઢા સાથે જાત ઘાસે છે. અને મુંબઇની જુદી જુદી બજારોમાં બે લાખ જેટલા ગુમાસ્તાઓ અસહાય પરિસ્થિતિમાં પરસેવો રેડે છે.

મુંબઇના બીજા ઉદ્યોગોમાં ઇન્સ્યુરન્સ, અને સીનેમા ઉદ્યોગ દિનપ્રતિદિન ખીલતા જાય છે. તેની નોંધ અવશ્ય લેવી ઘટે.

# વ્યાપારી બજારો.

**કાલબાદેવી** રોડ પર ધોબી તળાવ નજીક રેશમ બજાર આવેલી છે. તેથી થોડે દૂર હારમોનિયમ, ગ્રામોફોન અને રેકર્ડ વગેરે સંગીત સાધનોની સંખ્યાબંધ દુકાનો છે. દેશી દવાઓની ફાર્મસીઓ છે, સ્વદેશી કાપડ, કટલેરી અને બીજી ચીજો માટે સ્વદેશી મારકીટ છે, **પાયધુની** પાસે વાસણ બજાર આવેલુ છે. પાયધુની પર બત્તીઓની સંખ્યાબંધ દુકાનો છે. **ત્રાંબાકાંટામાં** મારવાડીઓની સોનાચાંદીની દુકાનો અને સુતરના જથ્થાબંધ વેપાર માટે સુતર બજાર છે. અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાં કટલેરી અને સ્ટેશનરીની ચિજો મળે છે. ઉપરાંત ઘડીયાળના ભવ્ય સ્ટોર્સો, કાચની દુકાનો, ટ્રંક બજાર અને હથિયારોની દુકાનો આવેલી છે.

**નાગદેવી સ્ટ્રીટ**માં હાર્ડવેર, ગ્લાસવેર અને મશીનરી મળે છે. નાગદેવી ક્રોસલેનમાં 'ખોખા બજાર આવેલી છે. તેમાં ખાલી ખોખા મળી શકે છે.

**માંડવી**માં ભાતબજાર, ખાંડબજાર, ઘી બજાર, દાણાબજાર, ગોળ બજાર, ચા બજાર, મેવા બજાર જેવી જથ્થાબંધ માલ માટેની બજારો ઉપરાંત હીંગ, અગરબત્તી અને રંગની દુકાનો આવેલી છે.

**ચકલા સ્ટ્રીટ**માં કાચના વાસણો, વિલાયતી કટપીસ, હોઝિયરી અને ફર્નીચરની દુકાનો છે.

**કર્નાક** રોડ પર દેશી કલાકારીગરીની ચીજોના પ્રદર્શન સમી કેટલીક દુકાનો 'કર્નાકબ્રીજ' નજદિક છે. કર્નાક રોડ પર ક્રાફર્ડ મારકીટમાં ફળ, ફુલ, કટલરી, હોઝિયરીની ચીજો મળે છે. ત્યાંથી દુર ચાલતા એજ રસ્તે 'બુટબજાર' આવે છે.

**લુહાર ચાલમાં** હાર્ડવેર અને ઇલેક્ટ્રીક સામાનની દુકાનો આવેલી છે. પાસેની **પ્રિન્સેસ સ્ટ્રીટ** મુંબઇનો એક અગત્યનો

વ્યાપારી લત્તો છે. તેમાં 'દવા બજાર' અને 'પુસ્તક બજાર' સમાયલાં છે.

**પ્રિન્સેસ સ્ટ્રીટને** એક છેડે **જુમામસ્જીદ** સામે કાપડની પ્રસિદ્ધ મારકીટ મંગળદાસ મારકીટ અને દુભાષ મારકીટ છે, અને અહીં **શેખમેમણ સ્ટ્રીટના** નાકે નાનકડું 'મીઠાઈ બજાર' છે. ઉપરાંત શેખમેમણ સ્ટ્રીટ ઝવેરી બજાર તરીકે પ્રસિદ્ધ છે. તેમાં સોના, રૂપા, હીરા માણેકનાં ઘરેણાની સંખ્યાબંધ દુકાનો ઠેઠ મુંબાદેવીના મંદિર સુધી આવેલી છે. **મુંબાદેવી** પાસે બનારસી કાપડ અને પંજાબી શાલ, સેલાંઓની એક નાનકડી બજાર છે.

શેખમેમણ સ્ટ્રીટની આજુબાજુના ગલીઓમાં છીપીચાલ અને સુતારચાલ તેમજ મીર્ઝા સ્ટ્રીટમાં સ્ટેશનરી તેમજ પ્રિન્ટીંગ કાગળની સંખ્યાબંધ દુકાનો છે.

ઉપરાંત શેખમેમણ સ્ટ્રીટમાં મુંબઈની મોટામાં મોટી જથ્થાબંધ કાપડ **મારકીટ મુળજી જેઠા મારકીટ** અને **લક્ષ્મીદાસ મારકીટ** આવેલી છે. મુળજી જેઠા મારકીટ એક અતિ વિશાળ મારકીટ છે. તેમાં લગભગ ૭૫૦ જેટલી દુકાનો આવેલી છે.

ગીરગામ લત્તામાં **ચર્ની** રોડનો આખો રસ્તો તૈયાર કપડાંના બજાર જેવો છે. **ઓપેરા હાઉસની** આસપાસનો લત્તો 'મોટર સામાનની બજાર' છે. ચોપાટી રોડ, અને **ન્યુ ક્વીન્સ** રોડ મોટરો અને રેડીયાનું જ બજાર છે. **ગ્રાન્ટ** રોડ પર તૈયાર કપડાંના પુષ્કળ સ્ટોર્સો છે. અને પ્લેહાઉસથી ગ્રાન્ટ રોડ પુલ સુધીનો લત્તો એક અગત્યનો વ્યાપારી લત્તો છે. તેમાં હરકોઇ ચીજ મળી શકે છે.

**નળ બજારમાં** દેશી ઔષધીઓ વેચનારા ગાંધીઓ, તૈયાર કપડાંના સ્ટોર્સો, લાદીની દુકાનો આવેલી છે.

**બાપુ ખોટે સ્ટ્રીટમાં** શિલ્પીઓની દુકાનો છે. ફોકાસ્ટ્રીટ અને **પાંજરાપોળમાં** તીજોરીઓની દુકાનો છે.

**શિવરી** પર કોટન બજાર, દાણાબજાર, કોલસા બજાર, ચુના બજાર, અને તેલની ટાંકીઓ આવેલી છે.

**ટેંક બંદર**માં લાકડાનું બજાર છે.

કોટના લત્તામાં હોર્નબી રોડ અને ફીરોજશા મહેતા રોડ ઓફીસો અને દુકાનોના મોટામાં મોટા રસ્તા છે. ત્યાં પ્રકાર પ્રકારની ભવ્ય દુકાનો આવેલી છે. હોર્નબી રોડ પર વ્હાઈટવે લેડલો કંપની અને ફીરોજશા મહેતા રોડ પર 'નવું શેર બજાર' આવેલું છે. દલાલ સ્ટ્રીટમાં શેર બજાર છે. એપોલો સ્ટ્રીટની પાછલી બાજુ અને 'ઓલ્ડ કસ્ટમ હાઉસ સામે ટાઈલ્સ-લાદીની બજાર આવેલી છે.

# લોજો અને ઉપાહારગૃહો

મુંબઇમાં રહેવા જમવા માટે ' લોજો ' ની સગવડતા ઘણીજ સુંદર કહી શકાય. મુંબઇને લત્તે લત્તે આવી લોજો આવેલી છે. પરંતુ તેમાં સંપૂર્ણ ભરોસાપાત્ર, વિશાળ સગવડો ધરાવતી અને સુંદર વ્યવસ્થાવાળી આદર્શ લોજો તો થોડી સંખ્યામાં જ છે. એવી કેટલીક લોજોની માહીતી અહીં રજુ કરી છે.

## આર્ય નિવાસ

"આર્ય નિવાસ" પોતાની કેટલીક વિશિષ્ઠ સગવડોને કારણે આખા હિન્દમાં અને હિન્દ બહારનાં હિન્દીઓથી વસાએલાં આફ્રિકા અને તેનાં જેવાં બીજાં સંસ્થાનોમાં પોતાની નામના વધારી છે. ત્યાં રાજાઓ, દરબારો, ઠાકોરો, દિવાનો શાહ સોદાગરો, નામાંકિત પુરુષો વિગેરે કુટુંબો સાથે ઉતરે છે અને તેઓનાં ઘણાં સર્ટીફીકેટો "આર્ય નિવાસ" ને સાંપડ્યાં છે.

કાલબાદેવી જેવા ભરચક વ્યાપારી લત્તામાં, શહેરની લગભગ મધ્યમાં, રામવાડીને નાકે, " આર્યનિવાસ "નું પાંચ માળનું ભવ્ય અને ભરપુર હવા ઉજાસવાળું આકર્ષક મકાન, વિજળીક લીફ્ટ, લાઇટ, અને પંખાઓ વિ. થી પરિપૂર્ણ, આવેલું છે તેના પ્રવેશદ્વાર પાસેજ ટ્રામ અને બસનાં સ્ટેશનો છે અને નીચેજ રેલ્વે ટીકીટ–પારસલ ઓફીસ છે.

પહેલા માળે મેનેજરની ઓફીસ, વાંચન વિભાગ અને સ્વચ્છ, વિશાળ ભોજન ખંડ છે. બીજે માળે સહવાસી ખંડો Com-

panion Rooms છે. આ ખંડમાં એકી સાથે ત્રણ કે તેથી વધુ માણસો રહી શકે તેવા અનેક ઓરડાઓ, ઉપયોગી ફરનીચર અને બીજી સગવડોવાળા હોય છે કુટુંબો માટે સ્વતંત્ર સગવડો હોય છે, ચોથે માળે સ્વતંત્ર ઓરડાઓ અને બે જણને સાથે રહેવાના ઓરડાઓ છે. દરેક માળે આધુનિક સગવડોવાળાં સ્નાનગૃહો છે. મકાન ઉપરની વિશાળ અગાશી સ્વચ્છ હવા અને મુંબઇનું નિરીક્ષણ કરવા માટે ઉપયોગી છે. ટેલીફોન અને રેડીઓની સુંદર સગવડો પણ છે. શાકાહારી હિન્દુઓ માટે મુંબઇ શહેરમાં શુદ્ધ ઘી, દૂધ, અને ઉંચા સાત્વિક ખોરાક સાથે રહેવાની અમીરી સગવડો ધરાવતાં આવી જાતનાં હોટેલોમાં "આર્ય નિવાસ" મુખ્ય ગણાય છે.

એકંદરે આર્ય નિવાસ મુંબઇના પ્રવાસીઓ, વ્યાપારીઓ, વિદ્યાર્થીઓ અને કાયમી વસવાટ કરનારાઓ માટે પણ અત્યંત અનુકુળ છે. તેમાંની આધુનિક સગવડો, ઉંચો ખોરાક, અને સુંદર વ્યવસ્થા તેમજ વહીવટ માટે તેના માયાળુ વ્યવસ્થાપકોને ધન્યવાદ ઘટે છે. ઉતરવા માટે અગાઉથી ખબર આપવાથી પ્રતિનિધિ સ્ટેશન પર હાજર રહે તેવી વ્યવસ્થા પણ થઈ શકે છે.

## ભારતીય નિવાસ

કાલબાદેવી રોડ પર કોટન એકચેંજ હોલની બાજુમાં જ આ ભવ્ય નિવાસગૃહ અને ભોજનાલય આવેલું છે. તેની નામના પણ બહોળી છે. સ્વચ્છ, શુદ્ધ ખોરાક, રહેવા માટેની આદર્શ સગવડો, કોઇપણ માનવીને આકર્ષણ થાય એવી છે.

પાસેજ ટ્રામ અને બસના સ્ટેશનો છે. અને અગત્યની બધી બજારો છે.

તાજેતરમાંજ તેના સંચાલકોએ નિવાસ વિભાગ અત્યંત વિસ્તાર્યો છે. ઝવેરબાગના નવા તૈયાર થયેલા વિરાટ મકાનમાં

'ભારતીય નિવાસ'નો નવો નિવાસ વિભાગ છે. તેમાં સ્વતંત્ર રૂમો છે. ફેમીલી રૂમોમાં વધુમાં વધુ બે માણસોને રહેવાની સુંદર સગવડ છે. દરેક રૂમમાં ફર્નીચર, સ્વતંત્ર કબાટો અને બીજી સગવડો છે. દરેક રૂમમાં તદ્દન સ્વતંત્ર બાથ રૂમો છે. ટેલીફોન અને રેડીયોની સુંદર સગવડ પણ રાખવામાં આવી છે.

મકાનની બાંધણી સુંદર છે, તેની બન્ને બાજુ ખુલ્લી છે. ઉપર વિશાળ અગાશી છે.

સહવાસી રૂમમાં રહેવાનો જમવાનો ચાર્જ એક માણસ દીઠ માસિક રૂ. ૪૦ છે, અને હંમેશના રૂ. ૧–૮–૦ છે. સ્વતંત્ર રૂમનો માસિક ચાર્જ રૂ. ૬૦ અને હંમેશના રૂ. ૨–૮–૦ છે. કુટુંબને માટે ઓછા ચાર્જે સ્વતંત્ર રૂમ મળી શકે છે.

'ભારતીય નિવાસ' મુંબઇની એક પ્રસિદ્ધ અને લોકપ્રિય લોજ છે. અને તેના ગ્રાહકોને તેણે સંપૂર્ણ સંતોષ આપેલો છે. તેના સંચાલકો મળતાવડા સ્વભાવના અને ગ્રાહકોની સગવડ સાચવનારા છે. મુંબઈની સફરે અથવા વેપાર અર્થે આવનારાઓએ એક વખત મુલાકાત લેવા યોગ્ય છે.

## 'ઠાકર નિવાસ'

**ઠાકર** બોર્ડિંગની પચીસ પચીસ વર્ષની ઉમદા કારકિર્દી પછી તેના માયાળુ માલીક શ્રી. મણીશંકરભાઇ ભ. ઠાકરે છેલ્લાં કેટલાક સમયથી તેને 'ઠાકર નિવાસ હિંદુ લોજ'નું ભવ્ય રૂપ આપ્યું છે. સી. પી. ટેન્કના વિશાળ અને અતિ જાહેર સ્થળ પર આવેલા નવા ભવ્ય મકાનના ચાર માળમાં આ 'નિવાસ'નો સમાવેશ થાય છે.

શ્રી. મણીશંકરભાઇ ભ. ઠાકર આ ક્ષેત્રના વર્ષોના જુના અનુભવી અને ગ્રાહકોની નાડ જાણનારા તેમજ ગ્રાહકોના સંતોષમાં રાચનારા સત્યપ્રિય વ્યક્તિ છે તેમના મીલનસાર સ્વભાવ, ઉમરાવ

દીલ, અને અદ્ભૂત વ્યવસ્થાશક્તિએ 'ઠાકર નિવાસ'ની ઉત્તરોત્તર પ્રગતિ વધારી છે.

તેના પ્રવેશદ્વારે જ ટ્રામ અને બસનું સ્ટેશન છે. લગોલગમાં માધવબાગનું સુપ્રસિદ્ધ પવિત્ર ધામ આવેલું છે. નજદીકજ ભૂલેશ્વર ઝવેરીબજાર, કાલબાદેવીના વ્યાપારી લત્તા છે. ચોમેરથી ખુલ્લા માળ અને અગાશી તેની ઉપયોગીતામાં ઉમેરો છે.

ટેલીફોન, રેડીયોની ઉત્તમ સગવડ પણ સાથે જ છે.

શુદ્ધ ભોજન માટેનો શ્રી. મણીશંકરભાઇનો મુદ્રાલેખ સદા અણનમ રહ્યો છે અને એ જાતનો સંપૂર્ણ સંતોષ તેમના હજારો ગ્રાહકોએ અનુભવ્યો છે. ભોજન પ્રબંધ સમયે પોતાની જાતી નિયમિત હાજરી અને દરેકની સગવડના માટેની ઝીણવટ ભરી દેખરેખ ખાસ લક્ષ ખેંચે છે.

# નૃસિંહ હિન્દુ લોજ

**મુંબઇની** લોજોમાં 'નૃસિંહ હિન્દુ લોજ'ની નામના પણ ઠીક ઠીક જામેલી છે. તે કોટના લત્તાનું સુંદરમાં સુંદર લોજ છે. વિકટોરીયા ટર્મીનસ-બોરીબંદરથી માત્ર પાંચ મીનીટને રસ્તે હોર્નબી રોડના ભવ્ય રસ્તા પર તે આવેલું છે.

તેના સંચાલકો પણ આ ક્ષેત્રના જુના અનુભવી છે, અને બીજી લોજો જેટલીજ સગવડ અહીં મળી શકે છે. ભોજન માટે પણ આ લત્તાનું તે વખણાયલું સ્થળ છે.

આ લોજ કોટના વ્યાપારી લત્તામાંજ આવેલું હોવાથી તેની ઉપયોગિતા અનેકગણી છે. પાસેજ બોરીબંદર ટ્રામ-બસ સ્ટેશન આવેલું છે.

એકંદરે દરેક રીતે આ લોજ પ્રશંસાને પાત્ર ગણી શકાય.

# 'જોશી હિન્દુ લોજ'

**ઝવેરી બજાર**માં મૂળજી જેઠા મારકીટની બરાબર સામેજ સુતારચાલને નાકે ઘીયા મેન્શનમાં આ ભવ્ય લોજ આવેલું છે. તેના સંચાલકો પણ આ ધંધાના વર્ષોજુના અનુભવી છે. લોજ'ની નામના પણ ઠીક ઠીક પ્રસરેલી છે. બીજી લોજો જેવીજ બધી સગવડો અહીં મળે છે.

સુંદર રૂમો, સહવાસી રૂમો, ફર્નીચર, આગાશી, રેડીઓ, ટેલીફોન વગેરે બધીજ સગવડો અહીં છે. 'વાતાવરણ પણ શુદ્ધ છે, અને શહેરની મધ્યમાં હોવા છતાં હવા ઉજાસ સારાં છે, સામેજ કાપડની મોટી મારકીટો અને બીજા અગત્યના વ્યાપારી બજારો છે. 'જોશી લોજ' ઘણી રીતે સગવડદાયી લોજ છે.

# માથેરાનમાં કયાં ઉતરશો?

## 'રીગલ હિન્દુ હોટલ'

**ગીરીનગર** માથેરાનમાં રહેવા તથા જમવાનું સુંદર સ્થળ ત્યાંની જુની અને જાણીતી 'રીગલ હિન્દુ હોટલ' છે. મુંબઇના જાણીતા મીઠાઈવાલા મેસર્સ મોહનલાલ એસ. મીઠાઈવાળાની મેનેજમેન્ટ તળે ચાલતા આ હોટલની સુંદર વ્યવસ્થા અત્યંત પ્રશંસા માગી લ્યે છે.

ત્યાં અકટોંબરથી માર્ચ સુધીમાં એક મહીનાના રૂ. ૫૦, અર્ધા મહીનાના રૂ. ૨૫ અને એક દિવસના રૂ. ૨ અને એપ્રિલથી જુન સુધીના મહીનાઓમાં માસિક રૂ. ૧૦૦, અર્ધા મહીનાના રૂ. ૫૦, અને હંમેશના રૂ. ૪ એ મુજબ એક માણુસનો રહેવા, જમવા અને ચા નાસ્તાનો ચાર્જ છે. દસ વર્ષ સુધીના બચ્ચાઓને અને સાથેના નોકર (ઘાટી) નો અર્ધો ચાર્જ લેવામાં આવે છે. કુંટુંબ માટે ખાસ સગવડ પણ રાખવામાં આવી છે.

એકંદરે 'રીગલ હોટલ' માથેરાનના પ્રવાસીઓની સુંદર સેવા બજાવી રહ્યું છે. આજસુધીની તેની કારકિર્દી ઉજ્વળ છે અને પ્રવાસીઓમાં તે અત્યંત પ્રિય થઇ પડયું છે. મુંબઇમાં મેસર્સ મોહનલાલ મીઠાઇવાળા જુમામસ્જીદ (ફોન ૨૧૦૭૮) અને ભૂલેશ્વર (ફોન ૨૧૯૫૫) માં તપાસ કરવાથી વધુ વિગતો મળી શકશે.

—:x:—

## ● 'ઉપાહાર ગૃહો' ●

**મુંબઇમાં** ચા અને નાસ્તા માંટે ઠેર ઠેર ખુણે ખુણે અને ગલીએ ગલીએ પણ ઉપાહારગૃહો, વિશ્રાંતિ ગૃહો, આરોગ્ય ભુવનો, રેસ્ટોરંટો, અને હોટલો આવેલી છે પરંતુ તેમાં શુદ્ધતા, સ્વચ્છતા અને સારા વાતાવરણ માટે વખણાયલી તો ગણી ગાંઠી હોટેલોજ છે. તેમાંની કેટલીક ઉત્તમ હિન્દુ હોટેલોની વિગતો અહીં રજુ કરીએ છીએ.

### ઇન્દ્રભુવન હીન્દુ હોટેલ

**પ્રિન્સેસ** સ્ટ્રીટના ભવ્ય લત્તામાં દેવકરણ મેન્શનમાં આ આલીશાન હોટેલ આવેલી છે. તેણે આજે ત્રીસ ત્રીસ વરસથી આજ સ્થળે એકધારી રીતે પોતાનો કીર્તિધ્વજ અણનમ રાખ્યો છે. અને લાખો માનવીઓનાં દીલ હર્યાં છે.

'ઇન્દ્રભુવન' ની સ્થાપના તેના બાહોશ માલીક શેઠશ્રી મથુરભાઇ ઝવેરભાઈ પટેલ, ભાદરણવાળાએ ઇ. સ. ૧૯૧૧ માં કરી હતી. અને ટુંક સમયમાં તો તે પ્રજાપ્રિય બની ગયું હતું.

આજે હોટલની દુનિયામાં 'ઇન્દ્રભુવન' નો સીક્કો સારો છે, તેના શુદ્ધ પદાર્થો અને ઉત્તમ પીણાંઓ ચા અને આઇસ્ક્રીમ માટે પણ તેની ખાસ યોગ્યતા ગણાઈ ગઈ છે.

ઉત્તમ આઇસ્ક્રીમ માટે ઇન્દ્રભુવને રૂ. ૭ હજારની કીંમતનું ખાસ મશીન વસાવેલું છે અને ગ્રાહકોને સખ્ત ઉનાળાની ગરમીમાં પણ ઠંડુ પાણી પુરૂં પાડવા માટે આશરે ૭ હજારની કીમતનું એક બીજું મશીન રાખેલું છે. આવા મશીનો મુંબઇની ગણી ગાંઠી હોટલોમાંજ હશે. એટલે દરેક રીતે ગ્રાહકોને સંતોષ આપવાની નીતિ 'ઇંદ્ર ભુવને' હંમેશા રાખી છે.

'ઇન્દ્ર ભુવન' નો ભોજન વિભાગ પણ ઉત્તમ છે. એકંદરે ઇન્દ્રભુવન હોટલ મુંબઇની એક અગત્યની હોટલ છે. રૂપીઆ અર્ધા લાખની તેની કીંમત આંકી શકાય એટલી સાધન સામગ્રીઓ તે ધરાવે છે.

### માધવભુવન હિન્દુ હોટલ

**ઝવેરી બજારમાં** આવેલું 'માધવભુવન' હોટલ 'ખારાકુવાના હોટલ' તરીકે આજે વર્ષોથી મશહુર છે. તે આજુબાજુના વ્યાપારી લત્તાઓમાં ખૂબજ પ્રિય થઈ પડેલું છે.

તેની સ્થાપના સંવત ૧૯૭૪ ના આશો શુદ ૧૦ના વિજયાદશમીને દિને શેઠ ગુલાબચંદ અમીચંદ શાહે કરી હતી. તે પછી

તેમણે ૧૯૭૫ ના વૈશાખ માસમાં પાસેની પારસી ગલ્લીમાં 'કોહીનુર હોટલ'ની સ્થાપના કરી. આજે આ બન્ને હોટલો આજુબાજુના લત્તામાં અત્યંત વખણાય છે. આ ઉપરાંત માધવભુવન હોટલની બે શાખાઓ એક ઝવેરીબજારમાં અને બીજી ભૂલેશ્વર કબુતરખાના સામે આવેલી છે. તેમાં પણ હંમેશા ગ્રાહકોનો દરોડો પડે છે.

આ હોટલો ચોકખા નાસ્તા માટે, ચા માટે, અને બીજા ઉત્તમ પીણાંઓ માટે સદા વખણાતી જ રહી છે. માત્ર અર્ધા આનામાં દૂધના જેવી 'દીલહર ચા' તો માધવભુવન જ આપી શકે.

શેઠ ગુલાબચંદભાઈ આ ધંધાના વર્ષોના અનુભવી ઉત્તમ વ્યવસ્થાશક્તિ ધરાવનારા છે. તેઓ આજે એકવીસ એકવીસ વરસથી એકલે હાથે આ બધી હોટલો સુંદર વ્યવસ્થાથી ચલાવી રહ્યા છે.

## એવરગ્રીન હિન્દુ રેસ્ટોરંટ

**સ્વચ્છતા**, શુદ્ધતા, સભ્યતા અને સૌજન્યતા માટે કોટના લત્તામાં જુના શેરબજાર પાસે દલાલસ્ટ્રીટમાં આવેલું 'એવરગ્રીન હિન્દુ રેસ્ટોરાં' એકી અવાજે વખણાઇ ગયું છે. અહીં હોટલોની ગંદકી નથી, અવ્યવસ્થા નથી, ગરબડ નથી, ઉદ્ધતાઇ નથી, બેદરકારી નથી.

આજ વર્ષોની 'એવરગ્રીન'ની કારકીર્દી ઉજ્વળ છે, સૌ કોઇનું તે પ્રિતિપાત્ર સ્થળ છે. તેના શુદ્ધ–ઉંચા પદાર્થો પણ અત્યંત વખણાઈ ગયા છે, અને એવરગ્રીન દરેક રીતે વખણાઈ ગયું છે.

તેના માલિક શેઠ અમુભાઈ રતનશી આ ધંધાના વર્ષો જુના અનુભવી છે, ભાવનાશાળી રાષ્ટ્રવાદી યુવક છે. અને સારામાં સારી વ્યવસ્થા માટે તેમની ઝંખના હોય છે.

## 'ન્યુ ગ્રીન' હિન્દુ રેસ્ટોરંટ

**'એવરગ્રીન'**ની સુંદર સફળતા પછી તેમણે છેલ્લા કેટલાક મહીનાઓથી કાલબાદેવી પર 'કોટન એક્ષેંજ હોલ' પાસે 'ન્યુ

ગ્રીન રેસ્ટોરાં'ને નામે ભવ્ય હોટલ શરૂ કર્યું છે. તે પણ અનેક રીતે વખણાઈ ગયું છે, કાલબાદેવીના લત્તામાં આકર્ષક, ભવ્ય, સુંદર અને આદર્શ હોટલ તો આ એકજ છે.

આ રીતે આ બન્ને હોટલોની સ્વચ્છતા, અને શાંતિભર્યું મઘમઘતું નિર્મળ વાતાવરણ ગ્રાહકોનાં થાકેલાં મગજોને આરામ આપે છે.

'ન્યુ ગ્રીન'નો ભોજન વિભાગ પણ અનેક સગવડતાથી ભરપુર હોઇ, દરેક વર્ગમાં પ્રિતિપાત્ર બન્યો છે.

## 'તાંબે હેલ્થ હોમ'

મુંબઇના હિન્દુ રેસ્ટોરંટોમાં 'તાંબે હેલ્થ હોમ' અગત્યનું સ્થાન ધરાવે છે. તેની સ્વચ્છતા, શુદ્ધતા અને સુંદર વ્યવસ્થા માટે બેમત છેજ નહિ.

'તાંબે હેલ્થ હોમ' ની સ્થાપના ઈ. સ. ૧૯૨૬ માં ઠાકુરદ્વાર પર થઈ. તે પછી કોટમાં શેરબજારના લત્તામાં હમામ સ્ટ્રીટમાં તેની શાખા ખોલવામાં આવી. ત્યારબાદ અમદાવાદ ખાતે પણ તેની એક શાખા શરૂ કરવામાં આવી.

એ પછી ઇ. સ. ૧૯૩૯ માં તેને વધુ વિશાળ પાયા પર મૂકવા માટે લીમીટેડનું સ્વરૂપ અપાયું. આ પછી તરતજ ગીરગામ રોડ પર મેજેસ્ટીક સીનેમા સામે 'કોના' ની સ્થાપના કરીને મુંબઇની હિન્દુ હોટેલોમાં એક નૂતન પગલુંજ ભર્યું. 'કોના' એ બેકરી અને રેસ્ટોરંટ છે. તેનું બહારનું દ્રશ્ય પણ ;વિશિષ્ટ પ્રકારનું છે. તેનો લીલો રંગ, ભવ્ય સજાવટ અને સ્વચ્છતા અજબ આકર્ષણ કરે છે. 'કોના' ની સ્વચ્છતા, અને અસિમ શાંતિ ગણના યોગ્ય છે.

'તાંબે હેલ્થ હોમ' ની છાશ પિયુષ, લીંબુ સરબત એ સ્પેશ્યાલિટી છે. તેનો ભોજન વિભાગ પણ વખણાય છે. તાંબેનું

પાર્ટી કામ પણ સુંદર છે. 'ચા'ની ગેરહાજરી એ તેનું સુચક લક્ષણ છે.

આવી સુંદર વ્યવસ્થા અને કાર્યવાહી તેમજ તેની આજની સુકીર્તિ તેના મુખ્ય સંચાલક શ્રી. બાલકૃષ્ણ વિષ્ણુ તાંબેના અથાગ પરિશ્રમને આભારી છે.

## 'દેશાઈ આરોગ્ય મંદિર'

**સી.** પી. ટેન્ક પર કાંદાવાડીને નાકે આવેલું 'દેસાઈ આરોગ્ય મંદિર' અનેક મુંબઈગરાઓનું આકર્ષણ થઈ પડયું છે. તેની શુદ્ધ વાનીઓ અને ઉચ્ચ પીણાઓ સારી પેઠે પ્રસિધ્ધી પામી ગયા છે.

એક દશકાની ઉજવળ કારકીર્દી ધરાવનાર આ 'આરોગ્ય મંદીર'ની પિયુષ, સરબતો અને મસાલાના દુધની સ્પેશ્યાલિટી છે. ઘામ ધખતા ઉનાળામાં તો 'દેસાઈ આરોગ્ય મંદિર'માં સારોય દિવસ ભારે ઠઠ જામેલી રહે છે.

તેની સ્વચ્છતા અને શુદ્ધતા જાણીતી છે. અહીં ચા મળતી નથી પણ પીણાંઓ ઉપરાંત ઉપાહાર માટે શુધ્ધ ચિજો હંમેશા તાજી મળે છે.

આ 'આરોગ્ય મંદિર'ની એક શાખા કોટન એક્ચેંજ હોલ સામે કાલબાદેવી પર છે. ત્યાં શુદ્ધ દૂધ પીવા માટે હંમેશા ઠઠ જામે છે, તેનાં કાઠીઆવાડી ઘી અને શુદ્ધ માવો વખણાયા છે.

તેના સંચાલકો શ્રી. શીવશંકર ગૌરીશંકર અને શ્રી. હરીલાલ ગૌરીશંકર આ ધંધાના ઉંડા અનુભવી હોવાને કારણે તેમણે જનતામાં પ્રિય થઈ પડે એ રીતે આ સુંદર 'ઉપાહારગૃહ'ની રચના કરી છે.

—:×:—

# મુંબઈની અગ્રગણ્ય ફીલ્મસંસ્થાઓ

મુંબઈના ફીલ્મ ઉદ્યોગની આવરદા આજે અઠ્ઠાવીસ વર્ષની થઈ છે, તે દરમ્યાન અનેક પ્રકારના રંગતરંગો તેની દુનિયામાં ઉછળી ગયા છે, પ્રથમ ફીલ્મો મૂંગી હતી, ઇ. સ. ૧૯૩૧ થી તેને વાચા મળી તે પછી અનેક દૃષ્ટિએ મુંબઈના ફીલ્મ ઉદ્યોગે ફાળભર્યે ડગલે પ્રગતિ સાધી છે. તે નીચે રજુ થતી મુંબઈની મુખ્ય ફીલ્મ કંપનીઓની કાર્યવાહી પરથી જણાશે.

*

## 'રણજીત'ની જ્વલંત કારકીર્દી

રાષ્ટ્રજીવનમાં ફીલ્મ અગત્યનો ભાગ ભજવે છે. એની જરૂરીયાત આજે સિદ્ધ થઈ છે. વખતના વહેણ સાથે આમજનતાનું માનસ પણ પલટાય છે. વિવિધ રસની વાનગી સાથે ચિત્રમાં અપાતો "હેતુ" આમવર્ગ હવે પચાવી શકે છે. હળવા વિનોદ સાથે સામાજીક પ્રગતિનો હેતુ રજુ કરવાની પદ્ધતિ તાજેતરમાં ઘણીખરી અગ્રગણ્ય કંપનીઓએ અપનાવી છે, તેમાં મુંબઈની શ્રી રણજીત મુવીટોન કું. નું સ્થાન મોખરે છે.

રણજીત મુવીટોનના ચિત્રોમાં માનવસમુદાયને રંજન મળે તે ઉપરાંત તેમાંથી આપણા સામાજીક જીવન માટે નવોજ સંદેશ સાંપડે એની ખાસ કાળજી રખાય છે. મુંબઈની બલ્કે હિંદની કંપનીઓમાં રણજીતનું સ્થાન મોખરે છે. સાધન સંપન્ન સ્ટુડીઓ, હિંદના પ્રથમ શ્રેણીના કલાકારો, અજોડ દીગ્દર્શકો અને બધાની પાછળ કુનેહભર્યાં સંચાલનનું સુકાન રણજીતને સાંપડયું છે.

૧૯૨૯ની સાલમાં શ્રી રણુજીત મુવીટોનનો જન્મ થયો. શ્રી. ચંદુલાલ શાહ જેવી બાહોશ વ્યકિતના કુશળ અને કુનેહભર્યાં સંચાલન નીચે આ કંપનીએ ઉત્તરોત્તર પ્રગતિ સાધી છે. એની વધતી જતી ઉત્પાદન પ્રવૃત્તિના કારણે શ્રી રણુજીત મુવીટોને કૃષ્ણનો જુનો સ્ટુડીઓ તેમજ 'ડ્રીમ સીટી' ને પણ મેળવી લઇ કંપનીની ઉત્પાદનશકિતને વિસ્તૃત બનાવી છે.

૧૯૨૯ના મે માસમાં શ્રી રણુજીત મુવીટોન કું. શ્રી. ચંદુલાલ શાહે મીસ ગોહરબાઈની ભાગીદારીમાં પોતાના કલાકાર બિરાદરોનો સહકાર સાધીને સ્થાપી. તેમનું પહેલું ચિત્ર હતું પતિ–પત્ની." એ વખતે મૂક ચિત્રનો યુગ હતો. "પતિ–પત્ની" શ્રી. ચંદુલાલ શાહની લેખિની અને દીગ્દર્શનથી સર્જાયું. મીસ ગોહરે તેમાં અભિનયના ઓજસ પાથર્યાં. "પતિ–પત્ની"એ સામાજીક ચિત્રોમાં નવો ચીલો પાડયો, અને આ પહેલાંજ ચિત્રે જનતાના હૈયામાં રણુજીતની મહોર મારી.

ત્યારબાદ કાર્યદક્ષ શ્રી. ચંદુલાલ શાહે ઉત્પાદનનો ધોધ વહાવ્યો. દેશી ચિત્ર પ્રત્યેનો જનતાનો અણગમો આ કંપનીએ કાઢી નાખ્યો. દિનપ્રતિદિન એણે લોકપ્રિય ચિત્રો રજુ કર્યાં અને મૂક ચિત્રના જમાનામાં એમણે રણુજીત ચિત્રોમાં સુલોચના, ઝુબેદા, મધુરી, સુલતાના, શાંતાકુમારી, પદ્માદેવી, પન્ના અને બીજા અનેક સીતારાઓને ચમકાવ્યા. મૂક ચિત્રના જમાનામાં મીસ ગોહરે પોતાની ઉર્મિઓ અને ઉત્કૃષ્ટ અભિનયથી રજતપટને તરબોળ કરી નાખ્યો અને રણુજીત કું. સંસ્કારી કુટુંબોની લાડકવાયી બની.

રૂપેરી પડદાને વાચા આવી. રણુજીતનું પ્રથમ બોલપટ "દેવ દેવયાની" ખૂબ જ લોકપ્રિય નીવડયું, મીસ ગોહરની "દેવયાની" તરીકેની ભૂમિકા આજેય પ્રેક્ષકોની આંખ સામેથી દૂર થતી નથી, આ ચિત્રમાં શ્રી. ચંદુલાલ શાહે પોતાની કલમ અને કલાનો અચ્છો પરિચય આપ્યો. બીજુ ચિત્ર રજુ થયું "રાધારાણી." અહીં ઉર્મિઓનો ધોધ વહાવતી મીસ ગોહર અદભૂત અભિનય ભજવે છે. આ હૃદયગમ્ય બોલપટદ્વારા રણુજીત સંસ્કારવંત ચિત્ર ઉતારવામાં

અજોડ છે એમ સાબીત થઈ ચૂકયું. પછી મીસ ૧૯૩૩ થી માંડીને ગજબનાક બોકસ ઓફીસ રેકર્ડ તોડનાર "તુફાન મેઈલ" થી રણજીત સીનેમા આલમમાં અજોડ બની રહી. "તુફાન મેઈલે" જે પૈસા આપ્યા તેટલા હજુ સુધી કદિ હિંદી ચિત્રે આપ્યા હોય એવી વાત જાણવામાં આવી નથી. "તુફાન મેઈલ," "તુલસીદાસ" અને બીજા એવાં ફ-તેહમંદ ચિત્રો તૈયાર કરી દિગ્દર્શક મી. જયંત દેસાઇએ સીને તવારીખમાં પોતાનું નામ અમર કર્યું છે. 'ગુણસુંદરી' "બેરીસ્ટરની બૈરી" "દેશદાસી" અને "અછૂત" જેવા મહાન ચિત્રો રજુ કરી ચંદુલાલ શાહે સીનેજગતની અનૂપમ સેવા કરી છે. તાજેતરમાં "સંત તુલસીદાસ" જેવું મહાન ધાર્મિક ચિત્ર, 'અછુત' જેવું ધ્યેયલક્ષી પ્રચાર ચિત્ર "આજકા હિંદુસ્તાન" અને "પાગલ" જેવા માનસ–શાસ્ત્રની ઝરમર વરસાવતા ચિત્રો પેશ કરી રણજીત મુવીટોને એ સિદ્ધ કર્યું છે કે રણજીત મુવીટોન યુગબળને સારી રીતે પીછાણે છે.

૧૯૩૮ માં રણજીતે નવો સાઉન્ડપ્રુફ સ્ટુડીયો તૈયાર કર્યો છે.

શ્રી. ચતુર્ભુજ દોશીએ ડાયરેકટ કરેલું એક સામાજીક અને એક વિનોદી ચિત્ર તૈયાર છે. તેમનું નવું પીકચર " મુસાફર " મુંબઇના રોયલ ઓપેરા હાઉસમાં ચાલુ છે. શ્રી. જયંત દેસાઇનું સામાજીક ચિત્ર " દીવાળી " સંપૂર્ણ થયું છે, જ્યારે તેઓ પોતાના નવા ચિત્ર " શાદી " ને આગળ ધપાવી રહ્યા છે, શ્રી. ચાર્લી પોતાની કોમેડીને આગે ધપાવે છે. રણજીતમાં શ્રી. ચંદુલાલ શાહ, શ્રી. જયંત દેસાઇ, ચતુર્ભુજ દોશી, મણીભાઇ વ્યાસ અને મી. ચાર્લી દીગ્દર્શકો છે, અભિનેતાઓમાં મોતીલાલ, અરૂણ, ઇશ્વરલાલ, ચાર્લી, દીક્ષીત, શ્રોરી, લાલાયાકુબ, કાન્તીલાલ કેસરી વિ. છે, જયારે તારિકાઓમાં મીસ ગોહર, મીસ મધુરી, મીસ ખુરશીદ, વાસંતી, ખાતુન, તારા વિ. છે. મી. જ્ઞાનદત્ત અને ખેમરાજ પ્રકાશ એ સંગીત દીગ્દર્શકો છે. સાઉન્ડ રેકોર્ડીસ્ટોમાં શ્રી. સુબેદાર, શ્રી. ચંદ્રશેખર ત્રીવેદી, શ્રી. ઠાકોરભાઇ પટેલ અને શ્રી. શાહ છે। કેમેરામેનોમાં મી. કૃષ્ણગોપાળ, શ્રી.-ગોરધનભાઇ પટેલ, મી. ગોગટે અને મી. દ્રોણાચાર્ય છે,

# ફીલ્મી દુનિયાનો મહાન પુરૂષ
# શ્રી. ચંદુલાલ શાહ



મહાપુરૂષોના જીવન સાહસિક અને રોમાંચક હોય છે. તેમની તીક્ષ્ણબુદ્ધિ વ્યવહારદક્ષતા, સાહસવૃત્તિ અને અદ્ભૂત કાર્ય-શકિત તેમને વિજયની વરમાળા પહેરાવે છે. સામાન્ય અને સાધારણ માનવી કરતાં આવા પુરૂષ જુદાજ પડે છે—અને તેઓ સાનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરે છે. મુંબઇની શ્રી રણજીત મુવીટોનના માલીક શ્રી. ચંદુલાલ જેસીંગભાઇ શાહની ગણુના ફીલ્મ દુનિયાના મહાન પુરૂષ તરીકે થાય છે. તેમની અવિશ્રાંત કાર્યશકિત, અને દુષ્પ્રાપ્ય વસ્તુને પ્રાપ્ત કરવાની ચીવટે તેમને "આજના મહાન પુરૂષ" બનાવ્યા છે. ઔદ્યોગિક વ્યવસ્થાના અનોખા નમુનાપર તેમણે

રણજીત મુવીટોનને આજે લાવી મુકેલ છે. તેની પાછળ તેમની અદ્ભૂત તપશ્ચર્યા છે–તેમનો અવિરત પ્રયાસ છે. તેમની અદ્ભૂત કાર્યશકિતએ તેમને ફીલ્મ ઉદ્યોગના એક પ્રતિભાશાળી ઉત્પાદકનું માન મેળવી આપ્યું છે.

તેમનું વ્યકિતત્વ અદ્ભૂત છે. તેમનો પ્રેમાળ અને સાલસ સ્વભાવ પ્રથમ મુલાકાતેજ હરકોઇને મિત્ર બનાવે છે. એજ એમના વિજયની ચાવી છે.

આ મહાપુરૂષે પોતાનું જીવન પોતેજ ઘડયું છે. બીજાને દાબી દઇ ઉપર ચડવાની વૃત્તિ તેમણે કદી દાખવી નથી. બીજાની નબળાઇનો લાભ લેવાની ઇચ્છા કદી તેમણે કરી નથી. બીજાઓને આગળ લાવી તે આગળ આવ્યા છે અને એજ એમની સાચી મહત્તા છે.

શ્રી. ચંદુલાલ શાહનો જન્મ ઇ. સ. ૧૮૯૮ માં જામનગરમાં થયો હતો. બાલ્યકાળ સુખ અને સાહ્યબીમાં ગાળ્યો. પરન્તુ યુવાવસ્થામાં તેમને ભીષણ જીવનસંગ્રામ ખેલવો પડયો. કોલેજની કેળવણી પૂરી કરી તેમણે વ્યાપારી ક્ષેત્રમાં ઝુકાવ્યું. શેરબજાર અને રૂ બજારની તેમની મુખ્ય પ્રવૃત્તિઓ હતી. તેમને સાહિત્યનો ગજબ શોખ હતો. સાહિત્ય પ્રત્યેની તેમની અભિરૂચીએ તેમને કલમની કલાનો વિકાસ કરવા પ્રેર્યા. તેમના વડીલબંધુ શ્રી. દયારામભાઇએ તેમને સીનેમા ઉદ્યોગમાં પગલા પાડવા સૂચવ્યું. લક્ષ્મી ફીલ્મ કંપનીમાં પ્રથમ તેમની કલમનો અચ્છો પરિચય મળ્યો. લક્ષ્મીમાંથી તેઓ કોહીનુરમાં જોડાયા. ત્યાં તેમણે અપૂર્વ પ્રગતિ સાધી. લેખક, સીનાર્યો લેખક અને પછી દીગદર્શક બન્યા.

મુક ચિત્રોના યુગમાં પણ તેમણે અનેક સુંદર સર્જનો હિંદના ફીલ્મ ઉદ્યોગને આપ્યાં છે. દીગદર્શક તરીકે તેઓ અનેક અભિનેતાઓ અને અભિનેત્રીઓના સમાગમમાં આવ્યા, અને કોહીનુરમાં તેમણે મીસ ગોહરને રૂપેરી પડદા ઉપર ચમકાવી.

મીસ ગોહરમાં તેમને ઉત્તમ અને સંસ્કારી અભિનેત્રી સાંપડી. એટલુંજ નહિ પરન્તુ એક સાચી મિત્ર સાંપડી અને

ત્યારબાદ શ્રી. ચંદુલાલનું દીગદર્શન અને મીસ ગોહરની મુખ્ય ભૂમિકા જનતાના આકર્ષણ બન્યાં.

કોહીનુરમાંથી જગદીશ અને જગદીશમાંથી બહાર નીકળીને તેમણે મીસ ગોહરની સાથે ભાગીદારીમાં આજની સુવિખ્યાત શ્રી રણજીત મુવીટોન કું. ની સ્થાપના કરી. સમયના વહેણ સાથે રણજીત શ્રી. ચંદુલાલ અને મીસ ગોહરના નામો ચીત્ર જગતના લાડકવાયા બન્યા.

"પતિ–પત્નિ," "સતિ સાવિત્રી," "ગુણસુંદરી," "રાધારાણી," "દેશદાસી," "મીસ ૧૯૩૩," "બેરીસ્ટરની વૈરી" જેવા મહાન ચિત્રોએ આ ઉદ્યોગમાં પોતાનાં ઉત્તમ સ્થાનો પ્રાપ્ત કર્યાં. આ દરમ્યાનની શ્રી. ચંદુલાલની પ્રવૃત્તિઓ તેમની પ્રતિભા, તેમની કલા અને બાહોશ ઉદ્યોગપતિ તરીકેનું તમનું અજબ વ્યક્તિત્વ બહાર આણ્યાં છે.

શ્રી. ચંદુલાલ શાહની તીક્ષ્ણ બુધ્ધિ યુગબળને બરાબર પીછાણે છે. પલટાતા યુગની સાથે શ્રી. ચંદુલાલ શાહે પોતાની પ્રવૃત્તિના વહેણે પણ પલટાવ્યા, સામાજીક, હાસ્યરસિક, જીપ્સી, રોમાન્સ, સ્ટન્ટ અને ધાર્મિક તેમજ માનસશાસ્ત્રના ઝરમર વરસાવતા ચિત્રો સરજી તેમણે રણજીતના ધ્વજને અવિચળ ફરકતો રાખ્યો છે.

શ્રી. ચંદુલાલ શાહ હરકોઈની જરૂર પીછાણે છે અને એમને પૂરતો સહકાર આપી તેમની પાસે તેમની શક્તિ મુજબ કામ લે છે. તેમની સાહસિક વૃત્તિ તેમને નવા નવા સાહસો કરવા પ્રેરે છે. અને તેથી તેઓ નવા કલાકારોને અને દીગદર્શકોને રણજીતમાં આમંત્રે છે. થોડા સમય અગાઉ એમણે જનતાને રાષ્ટ્રના સળગતા પ્રશ્નને ચર્ચતું "અછૂત" નામક ચિત્ર આપ્યું. આપબળે વધેલા આ મહાન પુરૂષની પ્રગતિ હરકોઈને પ્રેરણાના પાન પાય તેવી છે

## મહાન 'સીરકો' ની ભવ્ય કાર્યવાહી



શ્રી. ચીમનલાલ ત્રિવેદી

**આજે** ફિલ્મસૃષ્ટિમાં 'સીરકો'એ મહત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. એક જાદુગર જાદુઇ સૃષ્ટિ ખડી કરે એ રીતે શ્રી. ચીમનલાલ ત્રિવેદીએ 'સીરકો' ની મહાન ઇમારત ખડી કરી છે. ગઇ કાલે આ નામ કોઇ જાણતું ન્હોતું, આજે તે જીભે જીભે રમતું બન્યું છે, અનેક ચમત્કારોથી ફીલ્મદુનિયાને તેણે ચકિત કરી મૂકી છે.

'સીરકો' એટલે 'ધી સીને ઇન્ડસ્ટ્રીઝ એન્ડ રેકોર્ડીંગ કંપની લીમીટેડ.' આ કંપનીની કાર્યવાહી બે તબક્કામાં વહેંચાયલી છે. ઇ. સ. ૧૯૩૭ ના એપ્રિલ માસમાં તે રજીસ્ટર થઇ હતી અને જુનમાં કામ કરવાની પરવાનગી મળતાં, એજ મહીનામાં કલકત્તાની

સુપ્રસિદ્ધ ફીલ્મસંસ્થા ન્યુથીએટર્સ સાથે બે ચિત્રો ભાગીદારીમાં તૈયાર કરવાનું નકકી થયું અને એ રીતે 'સીરકો' ના પહેલાં ત્રણ ચિત્રો, 'અધિકાર,' 'બરીદીદી' અને જવાનીકી રીત ન્યુ થીએટર્સના સ્ટુડીયોમાંથી બહાર પડયાં, વખણાઇ ગયાં. 'અધિકારે' તો આખા વર્ષના ઉત્તમ ચિત્ર તરીકે સુવર્ણચંદ્ર પ્રાપ્ત કર્યો. આમ અદ્‌ભૂત સફળતા સીરકોએ મેળવી અને પહેલા બન્ને વર્ષે શેરહોલ્ડરોને ૧૦ ટકાનુ વ્યાજ વ્હેંચવામાં આવ્યું.

પરંતુ શ્રી. ચીમનલાલ ત્રિવેદી કંઇક એવું કરવા માગતા હતા કે જે અજોડ બને, એમના મનોરથો મહાન હતા, એમની સ્વપ્ન–સૃષ્ટિ ભવ્ય હતી, એમનાં કોડ તો ફીલ્મદુનિયામાં નવતર રંગો આણવાના હતાં.

મહાયુદ્ધની આકરી પરિસ્થિતિએ તેમને દગો દીધો. છતાં શુન્ય-માંથી સૃષ્ટિ સરજનારી આ વીરલ વ્યકિતએ હીંમત ન ગૂમાવી. ઇ. સ. ૧૯૩૯ ની આખરમાં તેમણે પરેલના ગર્વમેન્ટ ગેટ રોડ પર 'સીરકો' ની માલીકીનો કામચલાઉ છતાં ભવ્ય સ્ટુડિયો સ્થાપન કર્યો. અને તા. ૧૧ મી નવેંબરે તો જાણીતા દિગ્દર્શક શ્રી. મોહન-સિંગને હાથે તેના પ્રથમ સફળચિત્ર 'લક્ષ્મી' નું મુહૂર્ત થયું.

'સીરકો' ના સ્ટુડીયોમાંથી રોજ–બ–રોજ ચોંકાવનારા સંદેશાઓ સાંપડવા માંડયા, સૌ એના પ્રત્યે આશ્ચર્યની નજરે નિહાળી રહ્યું! જાણે કાંઇ જાદુઇ દુનિયા ખડી થવા માંડી!

'સીરકો' નો સ્ટુડિઓ માત્ર ધંધાદારી સ્ટુડીયો ન રહ્યો, એ તો કળાધામ બન્યું, ત્યાં શ્રી. મોહનસિંગ, શ્રી. ખોસલા, શ્રી. આલ્તેકર, શ્રી. બળવંત ભટ્ટ જેવા ડાયરેકટરોનું જુથ જામ્યું. શાંતા આપ્ટે, માયા બેનરજી, બીબો, દુર્ગા ખોટે, આશાલ-તા, વત્સલા કુમટેકર, અને પૃથ્વીરાજ, કુમાર, ચંદ્રમોહન, મઝહરખાન કપુર, જીવન, નઝીર જેવા જનતાના હૈયામાં વસેલા કલાકારોનો મોટો કાફલો સીરકોને આંગણે એકઠો થયો, તીમીર બરન જેવા સંગીતવેત્તા અને ગોવર્ધન પટેલ જેવા કેમેરામેન

પણ સીરકોને સાંપડી ગયા. બે ઘડી જાણે સૌનો શ્વાસ સ્થંભી ગયો!

'સીરકોનું પહેલું ચિત્ર 'લક્ષ્મી' ડાયરેકટર મોહનસિંગે તૈયાર કર્યું. તેમાં માયા બેનરજી, બીબો, અને કુમાર ચમકયાં, બીજું 'સોહાગ' ડાયરેકટર બલવંત ભટ્ટે તૈયાર કર્યું. તેમાં બીબો, કુમાર, આશાલતા ચમકયાં, ત્રીજું ચિત્ર 'અનુરાધા' પણ વખણાઇ ગયું અને આજે 'ગીતા' (હિંદી–મરાઠીમાં) ડાયરેકટર આલ્તેકર પુરું કરવાની તૈયારીમાં છે, તેમાં દુર્ગા ખોટે, ચંદ્રમોહન વગેરે ચમકવાનાં છે, ડાયરેકટર ખોસલાના 'દીપક' માં પૃથ્વીરાજ, અને આશાલ-તા ચમકશે. ઉપરાંત 'મધુસુદન' શ્રી. બળવંત ભટ્ટ તૈયાર કરી રહ્યા છે, દિ. મોહનસિંહ 'વનમાલા' ઉતારી રહ્યા છે. દિ. ગુંજાલ પણ એક ચિત્ર તયાર કરી રહ્યા છે. આ રીતે એકી સાથે નવ ચિત્રો સીરકો' સ્ટુડીઓના સ્થાપન પછી પ્રથમ વર્ષે જ આપશે.

ઉપરાંત ન્યુ થીએટર્સના પ્રસિદ્ધ દિગ્દર્શક દેવકી બોઝ શાંતા આપ્ટેની મુખ્ય ભૂમિકાવાળું 'શકુંતલા' ઉતારશે. અને 'સીરકો' ના આવતા વર્ષમાં 'અકબર ધી ગ્રેટ' વગેરે ચિત્રો છે.

'સીરકો' નું અદ્‌ભૂત સર્જન અને આજની આ બાહોશી ભરી વ્યવસ્થા તેના મેનેજીંગ ડાયરેકટર શ્રી. ચીમનલાલ ત્રિવેદીને આભારી છે. શ્રી. ત્રીવેદીએ જગતને દાખવ્યું છે કે એક શકિતશાળી માનવી શું શું કરી શકે છે! તેઓ એક સારા કવિ અને નાટય લેખક છે, આર્ય નૈતિક નાટક સમાજનો 'કલંકિત કોણ' વગેરે નાટકો તેમની કલમપ્રસાદી છે. ઉપરાંત સારા ડાયરેકટર અને કુશળ વ્યવસ્થાપક તરીકે તેઓ જાણીતા છે, અને આજે તો એક બાહોશ ઉદ્યોગપતિ તરીકે તેમનું સ્થાન સાબીત થઇ ચૂકયું છે.

# નેશનલ સ્ટુડીયોઝ લી.



શ્રી. ચીમનલાલ બી. દેસાઇ



શ્રી. વાઇ. એ. ફાજલભાઇ

હિન્દના ફીલ્મ ઉદ્યોગમાં 'નેશનલ સ્ટુડીયોઝ લી.' નું સ્થાન અતિ મહત્વનું પુરવાર થઇ ચૂકયું છે. 'પુત્રના લક્ષણ પારણામાંથી જ પરખાય' એ સુત્ર મુજબ 'નેશનલે' શરૂઆતથી જ પોતાનો વિજય ડંકો વગાડયો છે. તેણે 'ઔરત' જેવા મહાન–વાસ્તવદર્શી બોલપટ દ્વારા જનતાના હૃદયમાં પ્રવેશ કરીને પુરેપુરો ચાહ પ્રાપ્ત કર્યો છે.

'નેશનલ'ની ઇમારત ગંજાવર પાયા પર ઉભી કરવામાં આવી છે અને તેના સ્થંભો પણ અતિ બળવાન છે. ચિત્રજગતમાં વર્ષોની ઉજવળ કારકીર્દી ધરાવનાર 'સાગર મુવિટોન' અને 'જનરલ ફીલ્મ લી.' ના સુંદર એકીકરણ ઉપરાંત બીજા મજબુત સહકારથી આ ભવ્ય ફીલ્મ સંસ્થા સીનેસૃષ્ટિને આંગણે ખડી થઈ. હિન્દની અગ્રગણ્ય ઉદ્યોગ સંસ્થા તાતા લીમીટેડે પહેલીજ વખત 'નેશનલ' દ્વારા ફીલ્મ ઉદ્યોગમાં ઝંપલાવ્યું. મુંબઈના જાણીતા નાગરિક સર રહેમતુલ્લા ચીનાઇ અને જાણીતા બેન્કર શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજીનો

અગત્યનો સહકાર મળ્યો. અને 'સાગરના સુત્રધાર શ્રી. ચીમનલાલ બી. દેસાઇ અને 'જનરલ ફીલ્મ્સ લી.' ના મેનેજીંગ ડાયરેક્ટર શ્રી. વાય. એ. ફાઝલભાઈનો આ ઉદ્યોગનો અનુભવ, અને કુશળ સંચાલન મળ્યાં, આવા સુંદર સુમેળથી 'નેશનલ' એક મહાન ફીલ્મસંસ્થા બની.

કંપનીના ડાયરેક્ટરો સર રહેમતુલ્લા એમ. ચીનાઈ, સર ઇશ્વરદાસ લક્ષ્મીદાસ, શ્રી. એમ. સી. ઘીઆ, એમ. એલ. એ. શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજી, શ્રી. એમ. એ. ફાજલભાઇ જે. પી. શ્રી. એ. ઓ. શ્રોફ, શ્રી. ચુનિલાલ બી. દેસાઈ, છે અને શ્રી. ચીમનલાલ બી. દેસાઈ તેમજ શ્રી. વાઇ. એ. ફાઝલભાઈ તેના મેનેજીંગ ડાયરેક્ટર છે. તેમના અત્યંત શ્રમ, અને ઉદ્યોગની નિપુણતાને કારણે 'નેશનલ' આજે પ્રગતિપંથે પુરવાટ રીતે દોડી રહ્યું છે.

તારદેવ પરની સુપ્રસિદ્ધ 'ફીલ્મસીટી'નો ભવ્ય સ્ટુડીયો નેશનલે પોતાનો કર્યો છે. ઉપરાંત તાજેતરમાં મહાલક્ષ્મી પાસે તેની માલીકીનો બીજો સ્ટુડીયો તૈયાર થઈ રહ્યો છે. આ સ્ટુડીયોમાં પાંચ સ્ટેજ સમાવવામાં આવશે, લેબોરેટરી વગેરે સર્વ સાધન સામગ્રીઓ તેમાં વસાવવામાં આવશે અને છેલ્લામાં છેલ્લી ઢબે તેને વિભૂષિત કરવામાં આવશે. લાગે છે કે એ સ્ટુડીયો મુંબઇનો સર્વથી વિશાળ અને સાધનસંપન્ન સ્ટુડીયો બનશે.

'નેશનલ'ના દિગ્દર્શકોમાં શ્રી. મહેબુબ, શ્રી. વિરેન્દ્ર દેસાઈ, શ્રી. કરદાર અને શ્રી. રામચંદ્ર ઠક્કુર છે. શ્રી. મહેબુબે તયાર કરેલું 'નેશનલનું પ્રથમ ચિત્ર 'ઔરત' સુંદર માન ખાટી ગયું છે. એણે જનતાને ઘેલી કરી મૂકી છે. તેઓ હાલમાં શેખ મુખ્તારની મુખ્ય ભૂમિકાવાળું એક સુંદર ચિત્ર ઘડવા માટે હથિયારો સજી રહ્યા છે. 'સાધના' જેવું ઉચ્ચકોટીનું ચિત્ર આપનાર શ્રી. વીરેન્દ્ર દેસાઇએ 'સંસ્કાર' પુરૂં કર્યું છે. અને 'રાધીકા'ને રૂપરંગ આપી રહ્યા છે. આ બન્ને ચિત્રો માટે સારી આશા રખાય છે. 'રાધીકા'ના કળાવિભાગમાં ગુજરાતના જાણીતા કળાપટુ શ્રી. કનુ દેસાઇનો સહકાર પણ સાંપડયો છે. દિગ્દર્શક શ્રી. કરદાર 'પૂજા'ની સાધનસામગ્રી ગોઠવવામાં ભારે શ્રમ ઉઠાવી રહ્યા છે. શ્રી. રામચંદ્ર ઠક્કુર પણ

એક સામાજીક વસ્તુ પર મગજ કસી રહ્યા છે. એકી સાથે આટ-આટલાં વિરાટ ડગલાં 'નેશનલ' ભરી રહ્યું છે.

હવે પછી ગુજરાતના નવલસમ્રાટ શ્રી. કનૈયાલાલ મુનશીની કેટલીક કૃતિઓ પર નેશનલના સંચાલકોએ નજર થંભાવી છે. સંભવ છે કે ટુંક સમયમાં 'પૃથ્વીવલ્લભ' કદાચ કચકડાની પટીમાં કેદ થવા માંડે, ગુજરાતના કેટલાક જાણીતા નવલકથાકારોની વસ્તુઓ પણ રૂપેરી પડદે શ્વાસ લેતી કરવાની 'નેશનલ'ની મહેચ્છા છે.

'નેશનલ'ની ભવ્ય 'ચિત્રનગરી'માં સારોય દિવસ ભારે પ્રવૃતિ મચી રહેતી જણાય છે. ફીલ્મઉદ્યોગના ઇતિહાસમાં કંઈક ચમત્કાર પ્રસરાવવાના તેના અબોલ મનોરથોને તેની ઝડપી પ્રવૃતિઓ વ્યકત કરી રહી જણાય છે. એકંદરે 'નેશનલ'નો સૂર્ય ઉગતાં જ જામી ગયો છે, અને હિન્દના ફીલ્મઉદ્યોગમાં તેણે પોતાના વિજય પતાકા ફરકાવી દીધા છે.

—:*:—

## 'મીનરવા મુવિટોન કું'

**એક વેળા** શ્રી. સોરાબ મોદીએ કહ્યું હતું કે 'નુકશાની આવતી હોય તો ભલે આવે પણ નિર્માલ્ય અને આંભરૂચી ઉત્પન્ન કરતા બોલપટો હું કદી તૈયાર કરીશ નહિ' આ વસ્તુ તેમણે સિદ્ધ કરી બતાવી છે. પરિણામે જ 'મીનરવા મુવિટોન' આજે જનતાની માનીતી ફીલ્મસંસ્થા બની શકી છે. 'મીનરવા'ની વસ્તુઓમાં પ્રાણ હોય છે, ભાવનાઓ હોય છે એમાં નવતર રંગો ચમકતા હોય છે, એમાં લોકોનાં હૃદયને હચમચાવી મૂકનારી કંઈક 'ચિજ' હોય છે, સમાજના કલેજાં ખેંચી ખેંચીને મીનરવા પોતાના 'કચકડાના દાબડા'માં પુરે છે. આથી જ 'મીનરવા'ને મહાન સફળતા સાંપડી છે.

'મીનરવા મુવિટોન'નો ઈતિહાસ ખૂબ જુનો નથી. ઈ. સ. ૧૯૩૫માં શ્રી. સોરાબ મોદીએ પોતાની રંગભૂમિ છોડીને 'સ્ટેજ ફીલ્મ કંપની'ના મંડાણ માંડવામાં જીવ પરોવ્યો, અને એ દ્વારા તેમણે કચકડાની પટીની દુનિયામાં પ્રવેશ કર્યો. તેમનાં પહેલાં બે ચિત્રો 'હેમ્લેટ' અને 'સયદે હવસ' બહાર પડયા. એ પછી એ



શ્રી. સોરાબ મોદી

કંપની 'મીનરવા ફીલ્મ કંપની'ના સ્વરૂપમાં પલટાઈ ગઈ. એ કંપની દ્વારા 'આત્મતરંગ' તેમણે તૈયાર કર્યું. 'આત્મતરંગ' પછી તેમણે 'મીનરવા મુવિટોન' નામે પોતાની ફીલ્મસંસ્થા સ્થાપિત કરી. જે આજે ઉચ્ચ નામના પામી ગઈ છે.

'મીનરવા મુવિટોન' દ્વારા તેમણે પહેલું ચિત્ર આપ્યું 'ખાનબહાદુર.' તેમાં શ્રી. સોરાબ મોદી અને નસીમ સાથે ચમક્યાં. તે પછીના ચિત્ર 'મીઠા ઝહેરે' તો કંપનીની આબરૂ જનતાના હૃદય પ્રદેશ અને કળાકારોની દુનિયામાં ઘણી વધારી મૂકી. આ ચિત્રની ઉદ્‌ઘાટનક્રિયા તે વેળાના આરોગ્યખાતાના મહાસભાવાદી પ્રધાન શ્રી. ગીલ્ડરે કરી. એ વેળા બીજા પ્રધાનો શ્રી. લઠે, શ્રી. પાટીલ, શ્રી. નુરી વગેરેએ હાજરી આપી હતી. અને એ

સૌએ તેની કદર બુઝી હતી. તે વેળાના રાષ્ટ્રપતિ શ્રી. સુભાષચંદ્ર બોઝે પણ એની મુક્તકંઠે પ્રશંસા કરી હતી. આ ચિત્રમાં દારૂના દૈત્યની રાક્ષસી લીલાનો અત્યંત દારૂણ અને હૃદયસ્પર્શી ચીતાર શ્રી. મોદીએ આપ્યો હતો. તેમાં પણ શ્રી. મોદી. અને નસીમનની મુખ્ય ભૂમિકા હતી. તેને દશ્યે દશ્યે આદર્શ દિગ્દર્શનની ચમક હતી. આ ચિત્રે પ્રેક્ષકોના હૃદય જીતી લીધાં, અને આંસુ પડાવ્યાં, એ પછી 'જેલર' 'વાસંતિ' 'તલ્લાક' આવ્યાં અને વખણાઇ ગયાં.

આ પછી લાંબા તયારી. અગાધ શ્રમ અને અસિમ ખર્ચને ભોગે 'પુકાર'નું શકવંતિ સર્જન મીનરવાએ કર્યું. 'પુકાર' ચોમેર અદ્દભૂત સત્કાર પામ્યું. માત્ર મુંબઇમાં જ નહિ—હિન્દને ખુણે ખુણે 'પુકાર'નો નાદ ગાજી ગયો, થીએટરો ચિકાર થયાં અને મહીનાઓ સુધી તેણે આકર્ષણ જમાવી રાખ્યું, ઇ. સ. ૧૯૩૯ના સર્વશ્રેષ્ઠ સર્જન તરીકે એ માન ખાટી ગયું અને તેની ઐતિહાસિક નામના જામી ગઇ. 'પુકાર' પછી 'રસાયન,' 'મૈં હારી' અને 'ભરોસા' મીનરવાના છેલ્લાં ચિત્રો છે 'ભરોસા'માં પણ શ્રી. મોદીએ પડદા પર નહિ આવેલી એવી અનોખી વસ્તુ મૂકી છે.

—:*:—

## બોમ્બે ટોકીઝ લી.

**બોમ્બે ટોકીઝની** સ્થાપના સને ૧૯૩૪માં થઇ. તે પહેલાં સ્વ. હીમાંશુરાયે સ્થાપેલી "હિમાંશુરાય ઇંડો ઇંટરનેશનલ ટોકીઝ" નામની પ્રાઇવેટ લીમીટેડ સંસ્થા હયાતિમાં હતી. આ કંપનીએ "કર્મ" નામની હિંદી ફિલ્મ અંગ્રેજી ભાષામાં બનાવીને દુનિયાભરમાં બતાવી હતી અને એનાથી સિનેમા ઉદ્યોગમાં ભારે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. હિમાંશુરાયનું નામ તો તે પહેલાં પણ "લાઇટ ઓફ એશિયા," "શિરાઝ," "થ્રો ઓફ ડાઇઝ" વગેરે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલાં ચિત્રો વડે જગતના ખુણે ખુણે જાણીતું થઇ ચુક્યું હતું. "કર્મ" ચિત્રપટમાં એમનાં પત્ની શ્રી. દેવીકારાણીએ રૂપેરી



સ્વ૦ હિમાંશુરાય

પરદા પર રજુ થઇને પોતાની અજોડ અભિનયકલા અને નીસીમ સુંદરતા વડે જગતને મુગ્ધ કરી મુકયું હતું. આ યુગલના સાહસમાં લોકોને વિશ્વાસ બેસી જાય એમાં કશું આશ્ચર્ય નહોતું. બોમ્બે ટોકીઝની સ્થાપનામાં સ્વ. હિમાંશુરાયને જે જે મહાનુભવ સજ્જનો, ઉદ્યોગપતીઓ અને આગેવાન વેપારીઓનો સહકાર મળ્યો. તેમનાં નામજ આ કંપની પ્રત્યે લોકોનો વિશ્વાસ ઉપજાવવા માટે પૂરતા હતા. સર ચીમનલાલ સેતલવડ, સર કાવસજી જહાંગીર, મરહુમ-એફ. ઈ. દીનશા, મરહુમ સર ફિરોઝ શેઠના. શ્રી. ચુનીલાલ-ભાઈચંદ મહેતા, શ્રી. જમનાદાસ મોરારજી. જાણીતા બ્રિટિશ બેરોનેટ સર રીચર્ડ ટેમ્પલ, વગેરે નામો હતાં.

રાયબહાદુર ચુનીલાલ જેવા બાહોશ અને કુનેહબાજ, સૌમ્ય જનરલ મેનેજર, સિનેમા ઉદ્યોગમાં જેનું સ્થાન આજલગી મોખરે જ રહેલું છે એવી અજોડ અભિનેત્રી શ્રી. દેવિકારાણી, જર્મનીના પ્રખ્યાત કલામંદિરોમાં લાંબો અનુભવ મેળવેલ સેંકડો ચિત્રોના દિગ્દર્શક મિ. ફ્રાન્ઝ ઓસ્ટેન જેવો ડીરેકટર, જેની કલાની આજલગી એક-ધારી તારીફ થતી રહી છે એવો બાહોશ કેમેરામેન જોસફ વિર-શીંગ, સેટીંગ અને સજાવટનું અજબ જ્ઞાન ધરાવનાર શીલ્પી કાઉન્ટ કાર્લ ફોન સ્પ્રેટી, લેબોરેટરીના કામનો કાબેલ કારીગર

મી. ઓલે, ઇત્યાદી હિન્દીઓ અને યુરોપિયનોના સંયુક્ત બળથી કંપનીએ કામકાજ શરૂ કરી દીધું અને ટુંક સમયમાં જ કંપનીની પ્રતિષ્ઠા હિંદની એક આગેવાન સિનેમા કંપની તરીકે હિન્દભરમાં ફેલાઇ ગઇ અને દરીયાપાર પણ પહોંચી ચૂકી.

એ પછી કંપનીએ એક પછી એક સુંદર ચિત્રપટો તૈયાર કરવા માંડયા. અત્યાર લગીમાં, ૧૪ સામાજીક, ૧ પૌરાણિક, ૧ ઐતિહાસિક અને ૧ ક્ષત્રિય યુગનું કાલ્પનિક એમ મળી ૧૭ ચિત્રપટો રજુ કર્યાં છે. એનાં નામ–જવાની કી હવા, મમતા અને મીયાં બીબી, જીવન નૈયા, અછૂત કન્યા, જન્મભૂમિ, ઇઝ્ઝત, પ્રેમ કહાની, સાવિત્રિ, જીવન પ્રભાત, નિર્મલા, વચન, ભાભી, નવજીવન, દુર્ગા, કંગન, આઝાદ અને બંધન.

બોમ્બે ટોકીઝનાં ચિત્રો, તેની વાર્તાઓ, તેની માવજત અને તેમાં હંમેશાં સચવાઇ રહેતી એક પ્રકારની ઉચ્ચ સંસ્કારિતાને લઇને શિષ્ટ અને સંસ્કારી તેમજ શિક્ષિત વર્ગોમાં ખાસ પ્રિય થઇ પડેલાં છે.

ગઇ સાલ અને ચાલુ સાલમાં આ કંપનીને માથે અણધારી વિપત્તિઓ આવી પડી, પણ તેનાથી ગભરાયા વગર કંપનીના સંચાલકોએ પોતાની પ્રગતિ એકધારી ચાલુ રાખી છે. ૧૯૩૯ માં લડાઇ ફાટી નીકળવાથી કંપનીના જરમન ડાયરેક્ટર, કેમેરામેન તથા લેબોરેટરી ચીફને સરકારના કેદી બનવું પડયું, પણ તેમ થતાં એક પણ દિવસ કામ અટકાવ્યા વગર એમના હાથ નીચે તાલીમ પામેલા નવયુવાન, સુશિક્ષિત હિંદીઓએ એમનાં કામ ઉપાડી લીધાં અને દીપાવ્યા. ૧૯૪૦ ના મે માસમાં કંપનીના પ્રાણસમા શ્રી. હિમાંશુરાય ટુંકી બીમારી ભોગવીને દેવલોક પામ્યા. આ આફતથી બોમ્બે ટોકીઝને કદિ ન પુરાય એવી ભારે ખોટ પડી; એટલુંજ નહીં સમગ્ર ભારતવર્ષના સીનેમા ઉદ્યોગનો એક ઝગમગતો દીપક બુઝાઇ ગયો. છતાં, સ્વર્ગસ્થને જે કામ પ્રિય હતું–જેની ખાતર પોતે જીવન અર્પણ કરેલુ હતું તે કામ તેમના

અનુયાયીઓએ એટલા જ વેગથી આગળ ધપાવ્યે રાખ્યું છે અને હાલ તુરતમાંજ કંપની તરફથી રજુ થયેલ નવાં ચિત્રપટ "બંધન" થી સાફ જાહેર થઈ ગયું છે કે બોમ્બે ટોકીઝની પ્રતિષ્ઠા, પ્રણાલિ અને પ્રવીણતા અખંડ છે.

સ્વ. હિમાંશુરાયના અવસાન બાદ કંપનીનો મુખ્ય વહીવટ તેના બાહોશ જનરલ મેનેજર રાયબહાદુર ચુનીલાલ સંભાળે છે, જ્યારે શ્રીમતી દેવિકારાણી જાતે જ કંપનીના ચિત્રોના ઉત્પાદન પાછળ લક્ષ આપી રહ્યાં છે. શ્રી. શશધર મુખરજી નામના વિદ્વાન વિજ્ઞાનવે-તાએ પ્રોડયુસર તરીકેની જવાબદારી ઉપાડી લઈને દીપાવી છે. શ્રી આચાર્યે ફ્રાન્ઝ ઓસ્ટેનના જવા બાદ ડાયરેકટર તરીકેની ફરજ સંભાળી લઈ પોતાની તાકાત અને શકિતનો પૂરો પરચો આપી દીધો છે.

—:o:—

## વાડીયા મુવિટોન

સ્ટંટચિત્રો સર્જનારી ફીલ્મ કંપનીઓમાં 'વાડીયા મુવિ-ટોન' નું નામ મશહુર છે, અને આજે સ્ટંટ ચિત્રો એટલે વાડીયા અને વાડીયા એટલે સ્ટંટચિત્રો એવી કહેતી બની ગઈ છે. સ્ટંટચિત્રો જોનારી આલમના હૈયામાં 'વાડીયા મુવિટોન અજબ રીતે જામી ગયું છે. અને તેણે પોતાનો એક આખો વર્ગ ઉભો કર્યો છે.

'વાડીયા મુવિટોન' ના મુખ્ય સંચાલક શ્રી. જમશેદજી વાડીયાને ફીલ્મક્ષેત્રનો વર્ષોનો અનુભવ છે. તેમણે 'વાડીયા બ્રધર્સ' પ્રોડક્ષનને નામે 'થંડર બોલ્ટ' 'તુફાન મેલ'" વગેરે મૂંગા ચિત્રપટો આપ્યા હતા. અને પડદાને વાચા મળ્યા પછી 'વાડીયા' નુ પ્રથમ બોલપટ 'લાલે યમન' ઉતાર્યું તે ભારે સફળતા પામી ગયું. ઈ. સ ૧૯૩૩નું એ બોક્ષ ઓફીસ રેકોર્ડ ચિત્ર બન્યું. 'લાલે યમન'ની અપૂર્વ સફળતા પછી પરેલ પર 'ગવર્મેન્ટ ગેટ રોડ' પરના આજના ભવ્ય સ્ટુડીયોની સ્થાપના થઇ.

એ પછી 'બાગે મીસર', 'વામન અવતાર', 'દેશ દીપક' 'જોશે વતન' 'નૂરે યમન' 'વીર ભારત' વગેરે ચિત્રો વાડીયા મુવિટોને આપ્યા.

આજે સીનેમા સૃષ્ટિમાં 'સ્ટંટ અધિષ્ઠાત્રી' તરીકે અદ્ભૂત નામના મેળવનાર મીસ નાદીયાને ઈ. સ. ૧૯૩૫માં વાડીયાએ પ્રથમવાર જ 'હંટરવાલી' દ્વારા પડદા પર ચમકાવી પછી તો વાડીયા અને નાદીયાએ ફીલ્મ દુનિયાને ગજવી મૂકી.

આ પછીના વાડીયા મુવિટોનના ચિત્રપટો 'જયભારત,' 'હરીકેન હંસા,' 'તુફાની ટારઝન,' 'મીસ ફ્રન્ટીયર મેલ,' 'લુટારૂ લલના,' 'કહાં હૈ મંઝીલ તેરી,' 'હિન્દકાલાલ', 'જયસ્વદેશ,' 'વિજય કુમાર,' વગેરે અત્યંત વખણાઈ ગયા. છેલ્લા ચિત્ર 'ડાયમંડ કવીન'માં નાદીયા લેમિંગ્ટનનો પડદો ગજાવી રહી છે.

આજે તો વાડીયા મુવિટોન આગામી આકર્ષણોની ગંજાવર તૈયારીમાં રોકાયલું જણાય છે. 'કુમકુમ'થી સીનેસૃષ્ટિમાં મશહુર બનેલી મધુ બોઝ અને જાણીતી નૃત્યરાણી સાધના બોઝ'ની જોડલી રાજનર્તકી' હિન્દી બંગાળી અને અંગ્રેજીમાં તૈયાર કરે છે, 'લંકાની લાડી' વગેરે એવા બીજા સામાજીક ચિત્રો આપવાની પણ વાડીયાની નેમ છે.

---*---

## પેરેમાઉન્ટ ફીલ્મ કું.

**મુંબઇની** સ્ટંટચિત્રો ઉતારનારી કંપનીઓમાં પેરેમાઉન્ટ ફીલ્મ કંપનીનુ નામ અગત્યનું છે. આ કંપની તરફથી રજુ થયેલા બધાજ ચિત્રોએ ટીકીટબારીને હંફાવી છે. અને સ્ટંટચિત્રો જોનારા વર્ગે 'પેરેમાઉન્ટ' પ્રત્યે હંમેશા ચાહનાની દષ્ટિએ નિહાળ્યું છે.

સને ૧૯૩૧માં શ્રી. કીકુભાઈ બી. દેસાઇએ સૂર્ય ફીલ્મ કંપનીના એક ભાગીદાર શ્રી. પુરૂષોત્તમદાસ સાથે ભાગીદારીમાં 'પેરેમાઉન્ટ'ની સ્થાપના માત્ર ડીસ્ટ્રીબ્યુટીંગ સંસ્થા તરીકે કરી



શ્રી. કીકુભાઇ બી. દેસાઇ.

હતી. એ પછી સને ૧૯૩૨માં તેની સર્વ સત્તા પોતાના હાથમાં આવતા શ્રી. કીકુભાઇએ ચિત્રો ઉતારવાનું કાર્ય પણ હાથ ધર્યું. અને પેરેમાઉન્ટના પ્રથમ ચિત્ર તરીકે 'પોલાદી પહેલવાન' પ્રસિદ્ધ થયું એને અજબ સફળતા મળી પરિણામે ૧૯૩૩માં અંધેરી ખાતે પેરેમાઉન્ટે પોતાની માલીકીનો સ્ટુડીયો સ્થાપન કર્યો. આ પછી બધા મળી ૭ મૂંગા ચિત્રો આપ્યા પછી 'હુસ્ન કા ગુલામ'

નામના બોલપટથી પેરેમાઉન્ટ પિક્ચરોને વાચા મળી. સિંહલદ્વિપની સુંદરી,' અલ્લાદીન અને જાદુઈ ફાનસ, બગદાદનો ચોર, બાંકે સાંવરીયા, મધુ બંસરી વગેરે ચિત્રોએ પેરેમાઉન્ટનું નામ ખૂબ જ પ્રકાશમાં આણી મૂક્યું. આ પછી 'સોનેરી ટોળી,' 'અલ્લાદીન કા બેટા,' 'સંસાર નૌકા,' એ ચિત્રો પણ અતિ વખણાઈ ગયા.

પેરેમાઉન્ટના સ્ટંટ, જાદુઇ અને તીલસ્માતી ચિત્રોની સંખ્યા આજે પચીસ ઉપરાંતની છે, અને એ દ્વારા પેરેમાઉન્ટે સારી નામના મેળવી છે, પેરેમાઉન્ટની જબરી ફત્તેહ પાછળ તેના માલિક શ્રી. કીકુભાઇ બી. દેસાઇની અદ્દભૂત કાર્યશકિત, કાર્યદક્ષતા અને ફનેહ છુપાઇ છે.

ઉપરાંત પેરેમાઉન્ટના મુખ્ય કાર્યકરોમાં બીઝનેસ મેનેજર શ્રી. કીકુભાઇ વી. દેસાઇ, સ્ટુડીયો જનરલ મેનેજર શ્રી. ગટુભાઇ આર. દેસાઇ વગેરેની સંચાલનશકિત પણ પેરેમાઉન્ટની પ્રગતિમાં યશભાગી છે.

પેરેમાઉન્ટના મુખ્ય કળાકારોમાં મીસ મોતી, સ્ટન્ટકીંગ મા. નવીનચંદ્ર, મી. શંકર, બઝરે, મી. ભાલેરાવ, મી. બોઝ, મા. ધૂળીયા વગેરે છે.

આજે પેરેમાઉન્ટના સ્ટુડીયોમાં વગેરે ચિત્રો ઉતરે છે. તેમાં 'રેશમી સાડી' તાજેતરમાં મુંબઇનગરીને આંગણે રજુ થશે.

**'ગ્રેટ ઇન્ડીયા પીક્ચર્સ'**

આ ઉપરાંત શ્રી. કીકુભાઈ બી. દેસાઈની નિગાહબાની તળે 'ધી ગ્રેટ ઇન્ડીયા પીક્ચર્સ' પણ ચાલે છે. તેનું પહેલું ચિત્ર 'સ્નેહબંધન' તૈયાર થઇ રહ્યું છે. આ ચિત્ર એક અદ્વિત્તમ સામાજીક ચિત્ર બનશે, એવી આશા રખાય છે, કંપનીએ તેની પાછળ પાણીની પેઠે પૈસા પાથર્યા છે, અને ફીલ્મ દુનિયાના જાણીતા કળાકારો તેમાં ચમકવાના છે, મીસ બીબો, બીલીમોરીયા વગેરેને મોટા પગારે રોકી લેવામાં આવ્યા છે.

——:x:——

## પ્રકાશ પીકચર્સ

**મુંબઇની** અગ્રગણ્ય ચિત્રસંસ્થાઓમાં 'પ્રકાશ પીકચર્સ'નું સ્થાન પણ અવશ્ય નોંધવું ઘટે. 'પ્રકાશે' પોતાની વિશિષ્ઠ પ્રકારની કાર્યવાહીથી ફીલ્મજગતમાં ખાસ સ્થાન મેળવ્યું છે. જનતાના સર્વ વર્ગોની તે પ્રિય સંસ્થા બની શકી છે, કેમકે તેણે દરેક પ્રકારના ચિત્રો આપ્યા છે, સ્ટંટ ચિત્રોથી માંડીને ઉચ્ચકક્ષાની સામાજીક, ધાર્મિક વસ્તુઓને પણ 'પ્રકાશે' અનેરી અદાથી પડદા પર મૂકી જાણી છે.

પડદાને વાચા પ્રગટી ન્હોતી એ જમાનામાં 'પ્રકાશ' ના મુખ્ય સંચાલકોમાંના એક શ્રી. શંકરભાઈ ભટે 'શારદા' ના સ્ટુડીયોમાં એક ચિત્ર તયાર કર્યું હતું. તે પછી તેમણે શ્રી. હકીમપ્રસાદ અને 'પ્રકાશ' ના આજના બાહોશ પ્રોડક્ષન મેનેજર શ્રી. બાલચંદ્ર શુકલની ભાગીદારીમાં એક ડીસ્ટ્રીબ્યુટીંગ સંસ્થા સ્થાપી હતી. અને તે દ્વારા ઇમ્પીરીયલ ફીલ્મ કું. ના ઘણાં ચિત્રપટોના ઉમરના હકકો મેળવ્યા હતાં. સાથે સાથે તેમણે ઇમ્પીરીયલના સ્ટુડીયોમાં એક ચિત્ર સુલોચના અને બીલીમોરીયાની મુખ્ય ભૂમિકા વડે ઉતાર્યું હતું. આ ચિત્ર સર્વાંગ સારો સત્કાર પામ્યું અને આ સફળતાથી શ્રી. ભટે રોયલ ફીલ્મ કું. ની સ્થાપના કરી, આ વેળા શ્રી. વિજય ભટ્ટ ઇન્જીનિયરીંગની લાઇન છોડી તેમના સહકારે આવ્યા અને આ બંધુ બેલડીએ બોક્ષઓફીસનો રેકાર્ડ તોડનાર ચિત્રો તૈયાર કર્યાં. તેમાં તેમણે મા. વિઠલ, નવીનચંદ્ર, મધુરી. પદમાદેવી વગેરેને ચમકાવ્યાં. આ પછી પડદાને જીભ આવતા 'રોયલ ફીલ્મ કું.' 'રોયલ સીનેટોન' બની અને તેનું પહેલું બોલતું ચિત્ર 'અરબેઇન નાઈટ' ૧૯૩૨ ના બોલપટોમાં અનેરૂં સ્થાન પામ્યું.

ઈ. સ. ૧૯૩૩ માં તેમણે બન્નેએ પોતાની સ્વતંત્ર સંસ્થા 'પ્રકાશ' ને જન્મ આપ્યો. તેનું પહેલું બોલપટ 'એકટ્રેસ' તૈયાર કર્યું તે પછી 'સંસારલીલા' જેવું ઉચ્ચ કોટીનું સર્વાંગ સુંદર

પ્રથમ ગુજરાતી બોલપટ રજુ કરવાનું માન 'પ્રકાશ' ખાટી ગયું. આ ચિત્રે 'પ્રકાશ' ને સારી યારી આપી. અને અંધેરીમાં 'પ્રકાશ'નો સ્વતંત્ર સ્ટુડીયો સ્થપાયો. તે પછીના ચિત્રોમાં સાક્ષરશ્રી રમણલાલ દેસાઈનો 'પૂર્ણીમા' ને પ્રકાશે પડદા પર શ્વાસ લેતી કરી. 'પૂર્ણિમા' નું, વસ્તુ વિધાન સાથે કળાવિધાન પણ ઉચ્ચ હોવાથી દુધમાં સાકર મળ્યા જેટલી તેની કીંમત થઇ. 'પૂર્ણીમાં' માં વેશ્યાજીવનની વેદનાઓ અજબ અદાથી આકાર પામી હતી. આ ઉપરાંત તેના સ્નેહલત્તા, બમ્બઈકી શેઠાણી વગેરે મળીને પચીસ જેટલા સર્જનો આજ સુધી સર્જાયા છે. તે બધા પોત પોતાની વિશિષ્ઠતાઓને કારણે વખણાઇ ગયા છે.

'પ્રકાશ' ના ચિત્રોનું દિગ્દર્શન મોટે ભાગે શ્રી. વિજય ભટેજ કર્યું છે, અને ઘણી ખરી વાર્તાઓ પણ તેમણેજ લખેલી હોય છે. તેઓ એક સારા દિગ્દર્શક તરીકે પ્રસિદ્ધ થયા છે.

આજે 'નરસી ભગત' અને 'પ્રકાશ' બન્ને પ્રજાના હયે હીંચોળાવા માંડયા છે, 'નરસી ભગત'નું ઉચ્ચ કળાવિધાન, તેના કળાકારો અને તેની પાછળ 'પ્રકાશે' કરેલી સજાવટ અને સારવાર એમ કહેવાને પ્રેરે છે કે તે ૧૯૪૦ની એક અપૂર્વ કલાકૃતિ બનશે.

'નરસી ભગત' પછી 'માલા' 'રોમીયો જુલીયેટ અને 'રાખી' એ ત્રણ ચિત્રો સ્ટુડીયોમાં ઝડપી ગતિએ તૈયાર થઇ રહ્યા છે, એ ચિત્રો માટે પણ સારી આશા રખાય છે.

'પ્રકાશ'ની આ બધી જહેમતભરી કાર્યવાહી પાછળ 'પ્રકાશ'ના મુખ્ય સંચાલકો શ્રી. શંકરલાલ ભટ્ટ, શ્રી. વિજય ભટ્ટ અને પ્રોડક્ષન મેનેજર શ્રી. બાલુભાઇ શુકલનો પુરૂષાર્થ છુપાયલો પડયો છે. આ ત્રિપુટીના શ્રમ, ખંત અને ઉત્સાહનો સરવાળો એટલે પ્રકાશ પીકચર્સ. ઉપરાંત શ્રી. ભદ્રકુમાર યાજ્ઞિક જેવા પ્રથમ પંક્તિના પત્રકાર 'પબ્લીસીટી મેનેજર' તરીકે પ્રકાશને સાંપડયા છે.

——x——

# મોહન પીકચર્સ

સ્ટંટ ચિત્રોની દુનિયામાં 'મોહન પીકચર્સે' પણ સારી નામના જમાવી છે. તેની સ્થાપના આજથી ચાર વર્ષ પૂર્વે રમણીકલાલ મોહનલાલ કું. ના સંચાલકો શ્રી. મોહનભાઇ અને શ્રી. રમણીકલાલભાઇએ કરી હતી. અને આ ચાર વર્ષના ગાળામાં તો ૨૦ જેટલાં બોક્ષ ઑફીસ ચિત્રપટો મોહન પીકચર્સે આપ્યા છે.

આ સંસ્થાના મૂળ જે કંપનીમાં રહેલા છે, તે કંપની રમણીકલાલ મોહનલાલની કું. આજે મુંબઇની એક અગત્યની ડીસ્ટ્રીબ્યુટીંગ કંપની છે. તેની સ્થાપના શ્રી. મોહનલાલ શેઠ, અને શ્રી. રમણીકલાલ શેઠે કરી હતી. અને બોમ્બે ટોકીઝ, વગેરે કું. ના ચિત્રપટો મેળવીને ફીલ્મ ઉદ્યોગમાં તરતજ ભારે નામના જમાવી હતી. તેના 'જવાની કી હવા'થી માંડી 'કંગન' સુધીના ચિત્રો મેસર્સ રમણીકલાલ મોહનલાલની કું. એજ મેળવ્યા હતા. આજે હિન્દભરના પોણાચારસો જેટલા થિએટરોમાં આ કું. ના ચિત્રો ચાલી રહ્યા છે. તે પરથી તેની પ્રગતિનું માપ નીકળી શકે છે.

આ કું. ની પેટા સંસ્થા તરીકે 'મોહન પીકચર્સ'ની સ્થાપના થયા પછી તેનું પહેલું ચિત્રપટ 'કુળદિપક' આવ્યું, તે પછી 'જંગલા કા જવાન', 'ચાબુકવાળી', 'ભેદી ત્રીશુળ', 'વીરબાલા.' 'સાયકલવાળી' 'મીડનાઈટ મેલ,' 'ભેદીકુમાર,' 'રત્ના લુંટારી,' 'રણસંગ્રામ.' 'ચશ્માવાળી,' 'બ્લેકહાટ' 'સ્વસ્તિક' 'વોલીયન્ટર' 'હમારા દેશ' 'જાદુઇ કંગન' 'જગત મોહીની.' 'કેપ્ટન કીશોરી' 'હાતીમતાઇ કી બેટી' વગેરે હિન્દી ચિત્રપટો અને બે તામીલ ભાષાના ચિત્રો પ્રસિદ્ધ થયા છે. અને તે ભારે સફળતા પામી ગયા છે, એ તો સૌ કોઈ જાણે છે.

એકંદરે મોહન પીકચર્સની આજની બધી સફળતાનો યશ તેના ઉત્સાહી સંચાલકોને ઘટે છે. શ્રી. મોહનલાલભાઈ બુકીંગ ઓફીસ સંભાળે છે અને શ્રી. રમણીકલાલભાઇની અંધેરી સ્ટુડીયો પર સતત હાજરી અને શ્રમ સૌ કોઈનું લક્ષ ખેંચે છે. બન્નેની અથાક જહેમત, શ્રમ અને કુનેહને પરિણામે આજે 'મોહન પીકચર્સ' સૌનો આદર પામ્યું છે.

# મેસર્સ મગનલાલ ભગવાનજી ડ્રેસવાળા


શ્રી. મગનલાલ ડ્રેસવાળા

**આજે** મુંબઈના ફીલ્મ ઉદ્યોગમાં મેસર્સ મગનલાલ ભગવાનજી ડ્રેસવાલાનું નામ અતિ અગત્યનું થઈ પડ્યું છે. તેમણે પોતાના વિશિષ્ઠ ગુણોને કારણે જે ઇજ્જત અને નામના પ્રાપ્ત કરી છે, તે પ્રશંસાને પાત્ર છે.

નાટક સીનેમાના વિવિધ પ્રકારના ડ્રેસો, અલંકારો અને એને લગતી સાધન સામગ્રીઓની ઝડપી અને ચીવટભરી વ્યવસ્થા માટે તેમણે સારી છાપ પાડી છે. પરિણામે લગભગ બધી અગ્રગણ્ય ફીલ્મ કંપનીઓ તેમની ગ્રાહક છે. અને પોતાના ગ્રાહકોને શી રીતે વિશેષ ઉપયોગી થઈ પડવું એજ સદાયની ઝંખનાને કારણે તેઓ ક્ષેત્રમાં પ્રિતિપાત્ર બન્યા છે. ઇ. સ. ૧૯૨૩ થી માંડી આજ સુધી તેમણે પોતાની ઇજ્જત દિન—પ્રતિ—દિન વધારી છે.

અમારા તો તેઓ અંગત મિત્ર છે, અને 'મહાનગરી મુંબઈ'ની સફળતાનો કેટલાક યશ તેમને ફાળે પણ જાય છે. એ માટે આભાર માનવાની તક પણ કેમ જતી કરાય ?

# મેસર્સ ઓધવજી મુળજી ડ્રેસવાળા

**સીનેમા**, નાટક, સ્કુલ ગેધરીંગો અને લગ્ન પ્રસંગ માટે પોશાકો, આભુષણો અને સાધન સામગ્રીઓ પુરી પાડનારી મુંબઈની મુખ્ય બે દુકાનોમાંની એક મેસર્સ ઓધવજી મૂળજી ડ્રેસવાળાની છે. તે એક રીતે તો આ ક્ષેત્રની વર્ષોજુની દુકાન છે.

તેના ડ્રેસખાતાનું સંચાલન શ્રી. લલ્લુભાઈ માધાણી સંભાળે છે, શ્રી. લલ્લુભાઇ આ ક્ષેત્રના જુના અનુભવી છે.

દુકાન તેના માલીક શ્રી. ઓધવજી મૂળજી ડ્રેસવાળા અને શ્રી. લલ્લુભાઈ માધાણીના ખંત, ઉત્સાહ અને સ્નેહભરી આવડતને કારણે દિનપ્રતિદિન પ્રગતિ પામતી જાય છે.

## : કેટલીક વ્યાપારી સંસ્થાઓ :

### ● હિન્દની મહાન સીગારેટ કું. ●

# 'ગોલ્ડન ટોબેકકો કું. વીલેપાર્લે'



શ્રી. નરસિંહ મોનજી

**સીગારેટ** પાછળ હિન્દને દર વર્ષે લાખો રૂપિયા પરદેશ મોકલતું જોઈ, શ્રી. શેઠ નરસિંહભાઈ મોનજીને મુંબઈમાં સીગારેટનો ઉદ્યોગ ખીલવવાના કોડ જાગ્યા. અને તેમણે તમાકુ તેમજ તેની મેળવણી અંગે ઉંડો અભ્યાસ કરી ઈ. સ. ૧૯૩૧ ના મે માસની પહેલી તારીખે વીલેપાર્લેમાં ' ગોલ્ડન ટોબેકો કું. ' ની સ્થાપના કરી.

**આકરો પુરૂષાર્થ**

કેટલાકને આશ્ચર્ય થયું, કેટલાકે શંકા દર્શાવી, સદ્ધર અને જામેલી પરદેશી કંપનીઓ સામે ટક્કર ઝીલવી, એ આકરો પુરૂષાર્થ હતો, પરંતુ જેમને જન્મથીજ સાહસ, નવીનતા, અને ઉદ્યોગી ગુણો પ્રાપ્ત થયા હતા, એવા શેઠ નરસીંહભાઈ ન ડગ્યા શરૂઆતમાં વીસ માણસનું એ કારખાનું હંમેશની ૧૫૦૦૦ સીગારેટ તૈયાર કરવા માંડયું,

**'મોહીની'એ લગાડેલી મોહીની**

ગોલ્ડન ટોબેકકો કું. ની પહેલી બ્રાન્ડ **મોહીની** બહાર પડી. અને તેણે સર્વત્ર મોહીની લગાડી દીધી, તેની માગ વધી પડી અને દિનપ્રતિદિન કું. એ પ્રગતિ કરવા માંડી.

**અનેક વિશિષ્ઠતાઓ**

એ પછી પ્રિન્સ 'નેવીકટ,' 'રેબીટ,' 'નાઝ,' ઇન્ડીયન ગોલ્ડ ફ્લેક, 'ઇલા,' બ્રેબોન વગેરે ઉત્તમ બ્રાંન્ડો બહાર પડી. ચોતરફ વખણાઈ સીગારેટ શોખીનોનાં દીલ હર્યાં. 'ગોલ્ડન સ્પેશિયલ' તો રાજરજવાડામાં પણ પ્રિય થઈ પડી. ગોલ્ડન ટોબેકકો કું. ની સીગારેટોમાં હંમેશા સુગંધ, સ્વાદ અને લીજજતનો સુમેળ જામે છે, સુંદર છતાં સસ્તી એ એની ખાસ વિશિષ્ઠતા છે. અનેક ગુણોને કારણે રંકથી રાય સુધી તે પ્રિય થઈ પડેલી છે.

**સુંદર આવકાર**

આજે તો સીગારેટના ઉદ્યોગમાં 'કુંપનીનો કીર્તિધ્વજ ફરકે છે. જુદા જુદા પ્રદર્શનોમાંથી ૧૮ ઉપરાંત સૂવર્ણ અને રૌપ્યચન્દ્રકો ઉપરાંત જાણીતા રાજામહારાજાઓ અને વિદ્વાનોના સેંકડો પ્રમાણપત્રો મેળવવા કંપની ભાગ્યશાળી બની છે. સરદાર વલ્લભભાઈ અને બાબુ રાજેંદ્રપ્રસાદ વગેરે પ્રથમ પંકિતના દેશનેતાઓએ પણ કું. ના કારખાનાની મુલાકાત લઇ સંતોષ બતાવ્યો છે.

**હંમેશની આઠ લાખ સીગારેટ**

ગોલ્ડન ટોબેકકો કું. એ ૨૨૫ માંથી ૨૦૦ જીલ્લાઓ અને ૧૧૪ માંથી ૧૦૦ રાજ્યોમાં પોતાનું સ્થાન મજબુતાઈથી જમાવી

દીધું છે, ૭૫૦ ઉપરાંત એજન્ટો અને સબએજન્ટો આજે કુંપની ધરાવે છે. કારખાનામાં ૩૦૦ માણસો કામ કરે છે, હંમેશની આઠ લાખ સીગારેટ તૈયાર થાય છે.

**'હિંદી સીગારેટના રાજા'**

શ્રીમાન શેઠ નરસિંહભાઇ માયાળુ સ્વભાવના અને સ્વદેશી ઉદ્યોગક્ષેત્ર પ્રત્યે મમતા ધરાવનાર ગણ્યાંગાંઠ્યા બાહોશ ઉદ્યોગપતિ છે. આ પહેલાં બારદાન, રંગ અને શેર બજારના ક્ષેત્રે તેમણે નામના મેળવી હતી. એક વખત 'રંગના રાજા' તરીકે તેમની કીર્તિધ્વજા ફરકતી હતી. આજે તેમને **'હિંદી સીગારેટના રાજા'** કહીએ તો ખોટું નથી. કેમકે તેમણે હિન્દના મહાન ઉદ્યોગ-પતિઓમાં સ્થાન મેળવ્યું છે અને ઉદ્યોગના બજારમાં હિન્દની કીર્તિ વધારી છે.

—:o:—

# એલ. ભગત એન્ડ કું.

## ઘડીયાળના અગ્રગણ્ય વેપારી

**અબ્દુલ** રહેમાન સ્ટ્રીટમાં આવેલા ઘડીયાળના ભવ્ય સ્ટોર્સો-માં 'એલ. ભગત'ની કું. નું નામ મોખરે છે. ઘડીયાળ બજારમાં એની પ્રતિષ્ઠા એટલી જામેલી છે કે નાનાં બાળકને પણ ત્યાં છેતરાવાનો ભય નથી. આજે વર્ષોની પ્રમાણિકતા, સુંદર વ્યવસ્થા, ચીવટાઇને કારણે હજારો ગ્રાહકોમાં સંતોષ પ્રસારી 'એલ. ભગતની' કું એ તેમના હૃદયમાં મજબુત સ્થાન જમાવ્યું છે.

સંવત ૧૯૭૬ પોષ વદ ૧૩ ને રવિવારે આ દુકાનની સ્થાપના તેના બાહોશ ખેલદીલ માલીક શેઠ લક્ષ્મણદાસ પા. ભગતે કરી હતી. તેમના ઉમદા ગુણોને કારણે દિન–પ્રતિ–દિન કું. ની નામના જામતી ગઈ. અને આજે તો 'એલ. ભગત'ના નામનો ઘડીઆળ બજારમાં અજબ ચમકાર છે.

ઇ. સ. ૧૯૨૩–૨૪થી આ કંપનીને ગવમેન્ટ કોંટ્રાક પણ મળે છે.

ઇ. સ. ૧૯૩૦–૩૨ ની લડતમાં મહાસભા પક્ષને ઉભા રહી શ્રી. લક્ષ્મણદાસ શેઠે ઘડીયાળની વેપારી આલમનું નાક રાખ્યું હ એમ કહેવું જોઇએ. કેમકે જ્યારે બજારના બીજા વેપારીઓ સ: કારનો તાપ ન જીરવી શકવાથી પરદેશી ઘડીયાળો નહિ વેર વાની લીધેલી પ્રતિજ્ઞા માટે 'માફી' માગવા સુધી પહોંચેલા ત્યા ભગત શેઠે ખૂબ સમજાવટ છતાં 'સત્યનો માર્ગ' છોડયો નહોત અને જેલ ભોગવ્યા છતાં, પરેલની હેરાનગતિ છતાં અને બીજ મુશ્કેલીઓ છતાં ઠેઠ સુધી એક સાચા હિન્દીજન તરીકે સાર રાષ્ટ્રવાદી તરીકે મહાસભાને પડખે ઉભા રહ્યા હતા.

હજુ તો ગઈ કાલે જ જ્યારે પ્રસિધ્ધ ઘડિઆળ કંપન 'ફાવરલ્યુબા' સાથે તેમના નોકરોએ પોતાને થયેલા અન્યાય મીટાવવ હડતાળ પાડી ત્યારે પણ નોકરોને ન્યાય આપવા શ્રી. ભગત શે અથાક શ્રમ લીધેલો અને બજારના વેપારીઓનું મંડળ સ્થાપી ર પરદેશી કંપનીનો માલ નહિ ખરીદવો એવો નિર્ણય કરાવેલો.

આવા ભાવનાશાળી–રાષ્ટ્રવાદી બીજનેસમેનના સુત્રસંચાલ તળે ચાલતી આ કું. દિનપ્રતિદિન પ્રગતિ પામતી રહી છે, અ ઈ. સ. ૧૯૩૭ ઓગસ્ટથી તેમણે કાલબાદેવી પર પોતાની એ શાખા પણ સ્થાપી છે. આ કું. નો માલ હિંદુસ્તાનના ખુણે ખુણામ પહોંચે છે. ઇચ્છીએ કે તેમની આવી નામના સદા અવિચળ રહો

—૦*૦—

# મુંબઈની બે અગત્યની લોન્ડ્રી કું.

## 'આઈડીયલ લોન્ડ્રી કું.'

મુંબઈમાં જે અગત્યની વોશિંગ કું. ઓ છે, તેમાં 'ધ આઇડીયલ લોન્ડ્રી કું.' ની નામના ગવાય છે. ઉંચા કીંમતી કપડાંન ધોલાઈ માટે ભરોસાપાત્ર સ્થળ તરીકે આજે તેની સુનામના ચોમે

પ્રસરેલી છે. પ્રાર્થના સમાજ, સેન્ડહર્સ્ટ રોડ, વિઠલભાઈ પટેલ રોડ અને ગ્રાન્ટ રોડ સ્ટેશન પાછળ સ્લેટર રોડ પર આવેલી તેની જુદી જુદી લોન્ડ્રીઓમાં જે વ્યવસ્થાથી, જે ચીવટાઈથી, જે સફાઈથી કાર્ય થાય છે. તે અતિ પ્રસંશનિય છે. આજે હજારો ગ્રાહકોની તે કાયમી આકર્ષણ સમાન થઈ પડેલી છે.

'આઈડીયલ લોન્ડ્રી કું' ની સ્થાપના ઇ. સ. ૧૯૧૩ માં થઇ હતી. તેના ઉત્સાહ માલીક શ્રી. કાનજીભાઈ ડી. ભાવસારે અતિ પરિશ્રમ-પૂર્વક તેની પ્રગતિ વધાર્યે રાખી આજે આઇડીયલ લોન્ડ્રી કું' ને મુંબઇના વૉશિંગ કું.ઓના ઉદ્યોગના નાક સમાન બનાવી છે.

'આઇડીયલ લોન્ડ્રી' કું. માં છેલ્લામાં છેલ્લી ઢબથી-ઇલેક્ટ્રીક યંત્રો વતી ડ્રાઈક્લીનીંગ, વોશિંગ અને રંગવાનું કામ થાય છે.

ઈસ્ત્રી પણ અહીં ઈલિકટ્રીકથીજ થાય છે. ગ્રાહકોનાં ગરમ, રેશમી અને એવાં કીંમતી કપડાંને નુકશાન થવાનો અહીં ભય નથી. કેમકે આ ઉદ્યોગના વર્ષો જુનો અનુભવી શ્રી. કાનજીભાઈ પોતે કંપનીના સર્વ વિભાગમાં ઝીણવટભરી દૃષ્ટિ રાખે છે. અને વર્લી પર તેમના પોતાના જ ઘાટમાં કપડાં ધોવાય છે. અને બીજા લોન્ડ્રીવાળાઓને અથવા ધરધંધાવાળા ધોબીઓને આ ઘાટમાં ધોવાને માટે ટાંકીઓ ભાડે આપે છે.

અનેક દેશી સ્ટેટોના–રાજામહારાજાઓનાં કપડાં ધોબીના કોંટ્રાકટો લઈ આ કંપનીએ, આજસુધીમાં સંપૂર્ણ સંતોષ વ્યકત કરતાં સર્ટીફીકેટો પ્રાપ્ત કર્યા છે. અને આજે વર્ષોથી વડોદરાના મહારાજા અને રાજકુટુંબના કપડાં ધોવાનો કોંટ્રાકટર તેઓ વર્ષોથી સંભાળી રહ્યા છે. મુંબઇની જાણીતી વહાણવટાની શાળા 'રોયલ ઈન્ડીયન મરીન' આઇ. એમ. એમ. ટી. એસ ડફરીનનો કોંટ્રાકટર પણ તેમના જ હાથમાં છે.

આ રીતે અતિ સફળતાપૂર્વક આજે સત્તાવીસ સત્તાવીસ બરસથી લોન્ડ્રી ઉદ્યોગને શ્રી. કાનજીભાઇ ડી. ભાનસાર ક્ષેમ આપતા આવ્યા છે. અને આજે મુંબઈના લોન્ડ્રી ઉદ્યોગમાં તેમનું સ્થાન અગત્યનું બન્યું છે.

## કોહીનુર લોન્ડ્રી

**આ**જ રીતે ગોળપીઠા પરની 'કોહીનુર લોન્ડ્રી' ના માલીક શ્રી. છોટાલાલ એફ. ભટ્ટ પણ આ ઉદ્યોગના વર્ષોના અનુભવી છે. તેમણે પણ ઉદ્યોગ પાછળ ૨૦ વર્ષથી શકિત નીચોવી છે,

મુંબઇમાં તેમની બે લોન્ડ્રીઓ છે. એક કોહીનુર અને બીજી વાલકેશ્વરમાં ત્રણબત્તી પાસે 'ફ્રેન્ચ કલીનીંગ એન્ડ ડાઈંગ કું.' આ બન્ને લોન્ડ્રીઓ લત્તાના વસવાટીઓમાં પ્રિય થઈ પડેલી છે. કોહીનુર લોન્ડ્રીની લોકપ્રિયતા તો અત્યંત છે. આ લોન્ડ્રીમાં ધોલાઇ, સફાઇ અને રંગાટને લગતું દરેક પ્રકારનું કાર્ય અતિ ઉત્તમ રીતે થાય છે. કીંમતી કપડાંઓને સંભાળપૂર્વક ધોવા માટે ખાસ કાળજી રખાય છે. એક ભવ્ય શો રૂમ સમી તેની આકર્ષક વ્ય-

રસ્થા પહેલીજ મુલાકાતે ગ્રાહકોને આકર્ષણ કરે છે. કેટલાક રાજામહારાજાઓ અને સરનાઇટો આ કંપનીના ગ્રાહકો છે.

શ્રી. છોટાલાલ એફ. ભટ્ટ આજે વર્ષોથી આ ઉદ્યોગમાં પડેલા હોવાથી ઉદ્યોગની અને ઉદ્યોગબંધુઓની બહેતરી ખાતર શ્રમ ઉઠાવતા આવ્યા છે. 'ધી બોમ્બે લોન્ડ્રી ઓનર્સ એસોશિએશન'ની સ્થાપનામાં તેમનો અગત્યનો હીસ્સો છે, અને આજે તેઓ તેના પ્રાણસમા સેક્રેટરી છે. આ ઉદ્યોગની ખીલવણી અર્થે તેમના વિચાર પ્રદેશમાં અનેક યોજનાઓ ઘૂમે છે, અમે તે સમજ્યા છીએ. અને તેની પાછળની શ્રી. છોટાલાલભાઇની સમજણ શકિત, લાંબી માપણી એ બધું પ્રસંશનિય છે. આ ઉપરાંત ઉદ્યોગના હાથપગા સમા ગુમાસ્તાઓના દુઃખદર્દો તેમણે હંમેશા પોતાના કર્યાં છે. હજુ બે વર્ષ પહેલાંજ તેમના પ્રમુખસ્થાને 'ધી બોમ્બે વોશિંગ કું. કલાર્ક યુનિયન'ની સ્થાપના થઈ હતી. અને થોડાજ મહીનામાં તો તેમના મોવડીપણા તળે એ સંસ્થાએ સમસ્ત મુંબઇની વોશીંગ કું. ઓમાં દર રવિવારે અર્ધા દિવસની રજા પાળતી કરી છે. આ ઉપરાંત સંસ્થાના મજબુત મૂળથી ગુમાસ્તા જગતનો તેમણે અત્યંત ઉમદા સેવા બજાવી છે, તે કદી ભૂલી શકાશે નહિ.

## ડો. જસાણીનું 'ગોનો કીલર'

પેશાબના ભયંકર દર્દોના દુશ્મન તરીકે મુંબઈના મશહૂર ડોકટર ડી. એન. જસાણીનું 'ગોનોકીલર' પ્રસિદ્ધિ પામેલું છે. તેણે લાખો માણસોને એ ભયંકરતામાંથી છોડાવ્યા છે. અને આજે 'ગોનોકિલર' ની ખ્યાતિ દેશપરદેશમાં જામી છે. ઠેઠ સીલોન આફ્રિકા અને એશિયાના ઘણા દેશોમાં તેનો બહોળો પ્રચાર છે. ડો. જસાણી આ રોગના એક નિષ્ણાત તરીકે પુરવાર થઈ ચુકયા છે.

# નવચેતન જ્યોતિષ કાર્યાલય



મુંબઈમાં ચીરાબજાર ડુક્કરવાડી સામે આવેલું 'નવચેતન જ્યોતિષ કાર્યાલય' નામનું મુંબઈ અને આખા હિંદુસ્તાનમાં ખ્યાતિ પામેલું જ્યોતિષ કાર્યાલય આવેલું છે. જ્યાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન સબંધી સચોટ આગાહીઓ થાય છે. અને માણસની સંસારીક મૂશ્કેલીઓના સચોટ ઇલાજો બતાવાય છે. એ સબંધમાં ઘણા રાજા મહારાજાઓ તથા શ્રીમંતોએ પોતાનો સંતોષ જાહેર કર્યો છે. તેના મુખ્ય સંચાલક જ્યોતિષી શિવલાલ વી. ખીરા રાજકોટના યુવાન અને જ્યોતિષશાસ્ત્રના પ્રખર જાણકાર છે. તેમની મુલાકાત લેવા જેવી છે. તેમનું જ્ઞાન ઉંમરના પ્રમાણમાં ઘણુંજ વિસ્તૃત છે. એ સૌ કોઇ કબુલ કરે છે. ઘણીજ ટુંક મુદતમાં જ્યોતિષી શીવલાલ વી. ખીરાનું નામ લોકોની જીભે ચડી ગયું છે અને સારાયે હિન્દુસ્તાનમાં તેમની ખ્યાતિ પ્રસરી ગઈ છે, તેજ તેમની કુશળ કાર્યદક્ષતાનો પુરાવો છે.

**નવચેતન જ્યોતિષ કાર્યાલય.** (રજીસ્ટર્ડ)

જ્યોતિષી શીવલાલ વી. ખીરા એસ્ટ્રોલોજર એન્ડ પામીસ્ટ.

ઠે. ૪૨૭, ચીરાબજાર ડુક્કરવાડી સામે, **મુંબઈ, ૨.**

---

: મુદ્રક :

**દામોદર રતનશી બનાતવાળા**

**વૈશ્વાનર પ્રિન્ટીંગ પ્રેસ**

૧૬૩, પાંજરાપોળ રોડ, મું. ૪.

: પ્રકાશક :

**'સ્વસ્તિક એજન્સી માટે'**

**રતિલાલ દેવચંદ માધવાણી**

૫૮, ૬૦ ચંપાગલી, મુંબઇ ૨.